આત્મગ્રન્થાવળી.
ગ્રન્થ ૪ થો.

# વ્યવહારભાનુ.

કીમત ૩ આના.

સહાયક પાસેથી ૨ આના.

પ્રાણગ્રન્થાવલી-ગ્રન્થ ૪ થો.

ઓ૩મ્

# વ્યવહારભાનુ.



મૂળ હિન્દી ઉપરથી

કર્તા

પ્રાણજીવન વિઠ્ઠલદાસ ગુપ્ત, બી. એ.



પ્રસિદ્ધ કરનાર

વીરજી, ગુપ્ત અને કંપની.

૨ જો ભોઇવાડો, મુંબઈ.



તત્ત્વવિવેચક છાપખાનામાં છાપ્યું.



સંવત્ ૧૯૬૩.

કીમત ૩ આના.

# પ્રસ્તાવના.

---

આ પુસ્તક મૂળ હિન્દી ભાષામાં મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીએ લખેલું છે અને તેમાં સંસાર-વ્યવહારની મુખ્ય મુખ્ય બાબતોનો વૈદિક સિદ્ધાંતની રૂએ ઉત્તમ ઉપદેશ કર્યો છે. નાના બાલકોને નાનપણથીજ ધાર્મિક શિક્ષણ આપવા માટે આ પુસ્તક અત્યંત ઉપયુક્ત છે અને તેનું ગુજરાતી ભાષાંતર થવું અત્યંત લાભકારક હોવાથી તેનો કેટલોક ભાગ અમે અઠવાડિક આર્યમાં પ્રગટ કર્યો હતો. પરંતુ આર્યના જુના તેમજ નવા ગ્રાહકો પાસે આ ગ્રંથ પુસ્તક રૂપે જળવાઈ રહે તેથી તે પુસ્તકના આકારમાં પ્રથમથીજ છાપ્યું છે. ગ્રંથની શ્રેષ્ઠતા વિષે અત્રે વધારે લખવાનું પ્રયોજન નથી. પ્રત્યક્ષ ગ્રંથ વાંચવાથીજ ગ્રંથકર્તાના ઉચ્ચ વિચારો, સ્વદેશપ્રીતિ, સત્યપ્રિયતા આદિ શ્રેષ્ઠ ગુણોનો ખ્યાલ વાંચકો સહજ કરી શકશે.

---

# ભૂમિકા.

---

મેં આ સંસારમા પરીક્ષા કરી નિશ્ચય કર્યો છે કે જે મનુષ્ય ધર્મયુક્ત વ્યવહારમાં બરાબર વર્તે છે તેને સર્વત્ર સુખલાભ થાય છે અને જે વિપરીત વર્તે છે તે સદા દુઃખી થઈ પોતાની હાનિ કરી લે છે. જુઓ કે જ્યારે કોઈ સભ્ય મનુષ્ય વિદ્વાનોની સભામાં અથવા કોઈની પાસે જઈ પોતાની યોગ્યતા પ્રમાણે નમ્રતાપૂર્વક નમસ્તે આદિ કરી બેસી બીજાની વાત ધ્યાન આપી સાંભળે છે અને તેમનો સિદ્ધાંત જાણી લઈ નિરભિમાની થઈ યોગ્ય પ્રત્યુત્તર આપેછે ત્યારે સજ્જન લોક પ્રસન્ન થઈ તેનો સત્કાર કરે છે, અને જે આડું અવળું બકેછે તેનો તિરસ્કાર કરે છે. જો મનુષ્ય ધાર્મિક હોય છે તો શત્રુ પણ તેનો વિશ્વાસ તથા સત્કાર કરેછે, અને જો અધર્મી હોય છે તો તેનો વિશ્વાસ તથા સત્કાર મિત્ર હોય છે તે પણ કરતા નથી. લોભી મનુષ્ય પણ થોડી વિદ્યા અથવા શ્રેષ્ઠ શિક્ષા મેળવી સુશીલ થાય છે ને તેનું કોઈ પણ કાર્ય બગડતું નથી. માટે મનુષ્યોને ઉત્તમ શિક્ષા મળવા વાસ્તે સર્વ વેદાદિ શાસ્ત્ર તથા સત્યાચારી વિદ્વાનોની રીતિ-યુક્ત આ વ્યવહારભાનુ ગ્રંથ બનાવી પ્રસિદ્ધ કરૂં છું. આ ગ્રંથ વાંચી વંચાવી, ભણી ભણાવી મનુષ્યે પોતાના તથા પોતાના સંતાન તથા વિદ્યાર્થીઓના આચાર ઉત્તમ કરવા કે જેથી પોતે તથા તેઓ હમેશ સુખી રહે. આ ગ્રંથમાં પ્રમાણને માટે કેટલેક ઠેકાણે સંસ્કૃત શ્લોક તથા સુગમ ભાષા લખી, અનેક ઉપયુક્ત દૃષ્ટાંત આપી સુધરવાનો અભિપ્રાય પ્રકાશિત કર્યોછે, કે જે સર્વ કોઈ સમજી પોતપોતાનો સ્વભાવ સુધારી ઉત્તમ વ્યવહારોને સિદ્ધ કર્યા કરે.

કાશી, ફાલ્ગુન શુકલ ૧૫,<br>સંવત ૧૯૩૬,

દયાનંદ સરસ્વતી.

---

ओ३म्

# વ્યવહારભાનુ

એવો ક્યિા મનુષ્યનો આત્મા હશે કે જે સુખને સિદ્ધ કરનારા વ્યવહારોને છોડી ઉલટાં આચરણ કરવામાં પ્રસન્ન થાય? યથાયોગ્ય વ્યવહાર કર્યા વિના કોઇને સર્વ સુખ થઈ શકે છે? શું મનુષ્ય ઉત્તમ શિક્ષાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ફ્લોને સિદ્ધ નથી કરી શકતો? અને એ વગર પશુસમાન થઈ દુઃખી નથી રહેતો? જેથી સર્વ મનુષ્યોને માટે સુશિક્ષાયુક્ત થવું આવશ્યક છે તેથી બાળકથી તે વૃદ્ધ સુધી મનુષ્યોના સુધારા માટે વ્યવહારસંબંધી શિક્ષાનું આ વિધાન કરવામાં આવે છે.

પ્રશ્ન—ભણાવનારા તથા શિક્ષા આપનારા પુરૂષ કેવા હોવા જોઇએ?

ઉત્તર—ભણાવનારનાં લક્ષણ:—

**आत्मज्ञानं समारम्भस्तितिक्षा धर्म्मनित्यता ।**
**यमर्था नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥ १ ॥**

જેને પરમાત્મા તથા જીવાત્માનું યથાર્થજ્ઞાન હોય, જે આળસ છોડી સદા ઉદ્યોગી હોય ને સુખદુઃખાદિ સહન કરે, ધર્મનું નિત્ય સેવન કરે, જેને કોઈ પણ પદાર્થ ધર્મને છોડાવી અધર્મ તરફ ન ખેંચી શકે તે પંડિત કહેવાય છે.

**निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।**
**अनास्तिकः श्रद्दधान एतत्पण्डितलक्षणम् ॥ २ ॥**

જે સદા પ્રશસ્ત ધર્મયુક્ત કર્મોનું સેવન કરે તથા નિંદિત અધર્મ યુક્ત કર્મોનું કદી પણ સેવન ન કરે, કદાપિ ઈશ્વિર, વેદ તથા ધર્મનો વિરોધી ન હોય અને પરમાત્મા, સત્યવિદ્યા તથા ધર્મમાં દૃઢવિશ્વાસી હોય તેજ માણસ પંડિતના લક્ષણયુક્ત થાય છે.

**क्षिप्रं विजानाति चिरं शृणोति । विज्ञाय चार्थं भजते न कामात् ॥**
**नासंपृष्टो ह्युपयुङ्क्ते परार्थे । तत्प्रज्ञानं प्रथमं पण्डितस्य ॥ ३ ॥**

જે વેદાદિ શાસ્ત્ર તથા બીજાના બોલવાનો અભિપ્રાય શીઘ્ર સમજે, દીર્ઘકાળ સુધી વેદાદિ શાસ્ત્ર તથા ધાર્મિક વિદ્વાનોનાં વચન ધ્યાનથી સાંભળી,

ઠીક સમજી, નિરભિમાની તથા શાંત થઈ બીજાઓને પ્રત્યુત્તર આપે, પરમેશ્વરથી તે ઠેઠ પૃથ્વી સુધીના પદાર્થોને જાણી તેમનાથી ઉપકાર લેવામાં તન, મન, ધનથી પ્રવૃત્ત થઈ કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોકાદિ દુષ્ટ ગુણોથી પૃથક્ રહે, કોઇને પૂછવામાં અથવા બે જણના સંવાદમાં અપ્રાસંગિક અયુક્ત ભાષણાદિ વ્યવહાર ન કરે, તેજ માણસમાં પંડિતની બુદ્ધિમત્તાનું પ્રથમ લક્ષણ છે

**नाप्राप्यतमिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।**
**आपत्सु च न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥ ४ ॥**

જે માણસ પ્રાપ્ત થવાને અયોગ્ય પદાર્થોની કદી ઇચ્છા નથી કરતા-અદૃષ્ટ અથવા કોઈ પદાર્થ નષ્ટ ભ્રષ્ટ થયા પછી તેનો શોક કરવાની અભિલાષા નથી કરતા, અને મહાન દુઃખયુક્ત વ્યવહારોની પ્રાપ્તિમાં મૂઢ થઈ ગભરાતા નથી, તે પંડિતની બુદ્ધિથી યુક્ત કહેવાય છે.

**प्रवृत्तवाक् चित्रकथ ऊहवान् प्रतिभानवान् ।**
**आशु ग्रन्थस्य वक्ता च यः स पन्डित उच्यते ॥ ५ ॥**

જેની વાણી સર્વવિદ્યાઓમાં ચાલે એવી હોય, જે અત્યન્ત અદ્‌ભુત વિદ્યાઓની કથાઓ કરે, ન સમજી શકાય તેવા પદાર્થોને તર્કથી શીઘ્ર જાણે તથા જણાવે, સાંભળેલી તથા વિચારેલી વિદ્યાઓને સદા ઉપસ્થિત [ પાસે ] રાખે, અને જે સર્વે વિદ્યાઓના ગ્રંથો બીજા માણસોને જલદી શીખવી શકે–તેજ માણસને પંડિત કહેછે.

**श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञा चैव श्रुतानुगा ।**
**असंभिन्नार्यमर्यादः पण्डिताख्यां लभेत सः ॥ ६ ॥**

જેની સાંભળેલી અને શિખેલી વિદ્યા પોતાની બુદ્ધિને અનુકૂળ હોય તથા બુદ્ધિ ને ક્રિયા પણ સાંભળેલી તથા ભણેલી વિદ્યાને અનુકૂળ હોય, જે ધાર્મીક ને શ્રેષ્ઠ પુરૂષોની મર્યાદાનો રક્ષક તથા દુષ્ટ લુચ્ચાઓની રીતિને વિદીર્ણ કર નારો હોય છે, તેજ પંડિતનું નામ ધારણ કરવાને લાયક થાય છે.

જ્યાં એવા એવા સત્પુરૂષો ભણાવનારા અને બુદ્ધિમાન ભણનારા છે ત્યાં વિદ્યા તથા ધર્મની વૃદ્ધિ થાય છે ને સદા આનંદજ વધતો જાય છે. અને જ્યાં નીચે લખ્યા પ્રમાણે મૂઢ ભણનારા ને ભણાવનારા હોય છે ત્યાં અવિદ્યા ને અધર્મની વૃદ્ધિ થાય છે ને સદા દુઃખજ વધતું જાય છે.

**પ્રશ્ન**—ભણાવવા તથા ઉપદેશ કરવા માટે કેવા પુરૂષ ન હોવા જોઇએ?

**ઉત્તર**—મૂર્ખનાં લક્ષણ.

अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः ।
अर्थांश्चाकर्मणा प्रेप्सुर्मूढ इत्युच्यते बुधैः ॥ १ ॥

જે કોઈ પણ વિદ્યા ભણ્યા વગર અને કોઈ વિદ્વાનનો ઉપદેશ સાંભળ્યા વગર મોટો ડોળ ઘાલે છે, દરિદ્ર છતાં ધનસંબંધી મોટાં મોટાં કર્મોની ઈચ્છા કરેછે અને કર્મ કર્યા વગર મોટાં ફળોની ઈચ્છા કરેછે જેમકે:—

દૃષ્ટાન્ત—એક ગામમાં એક શેખસલ્લી નામનો કોઇ દરિદ્રી રહેતો હતો. ત્યાં બીજા ગામનો એક વાણીઓ દશ રૂપીઆ ઉધાર લઈ ઘી ખરીદવા આવ્યો. તેણે ઘી લીધું અને એક ઘડામાં ભર્યું. પણ પછી કોઈ મજુરને શોધતો હતો એટલામાં શેખસલ્લી ત્યાં આવી ચઢયો. તેને પૂછ્યું કે આ ઘડાને ત્રણ કોસ લઈ જવો છે તો તેની મજૂરી શું લઈશ? તેણે કહ્યું કે આઠ આના લઈશ. વાણીએ કહ્યું કે ચારા આના લેતો હોય તો લે. તેણે કહ્યું ઠીક છે. શેખસલ્લી ઘડો લઇને આગળ ચાલવા લાગ્યો અને વાણીઓ તેની પૂઠે ચાલતો હતો. ચાલતાં ચાલતાં વાણીઓ મનમાં વિચાર કરવા લાગ્યો કે દશ રૂપીઆના ઘીના અગીઆર રૂપીઆ આવશે. દશ રૂપીઆ શેઠને આપીશ ને એક રૂપીઓ ઘરમા શીલક રહેશે. એ પ્રમાણે દશ ફેરામાં દશ રૂપીઆ થશે. એ પ્રમાણે દશના સો, સોના હજાર, હજારના લાખ, લાખના કરોડ થશે. પછી બધી જગાઓમાં વખારો કરીશ. અને બધા રાજાલોકો મારા કરજદાર થઈ જશે. એ પ્રમાણે મોટા મોટા મનોરથ કરવા લાગ્યો. શેખસલ્લી પણ વિચાર કરવા લાગ્યો કે ચાર આનાનું રૂ લઈ સુતર કાંતીને વેચીશ તો આઠ આના મળશે. પછી આઠ આનાનો એક રૂપીઓ થશે. એક રૂપીઆના બે રૂપીઆ થશે. એટલી એક બકરી લઇશ. એનાં બચ્ચાં કચ્ચાંને વેચી એક ગાય લઈશ; તેનાં બચ્ચાં કચ્ચાં વેચી એક ઘોડી લઇશ; તેનાં બચ્ચાં કચ્ચાં વેચી એક હાથણુ લઈશ; ને તેનાં બચ્ચાંકચ્ચાં વેચીને બે બાઇડી પરણીશ. એકનું નામ માનીતી ને બીજીનું અણુમાનીતી રાખીશ જ્યારે માનીતીનાં છોકરાં ખોળામાં બેસવા આવશે ત્યારે કહીશ કે દીકરાંઓ આવો, બેસો; અને જ્યારે અણુમાનીતીના છોકરાં આવીને કહેશે કે અમે પણ બેસીએ, ત્યારે કહીશ ના ના— એમ કહીને તેણે ખરેખરૂંજ માથું ધૂણાવ્યું! ઘડો પડી ગયો, ફુટી ગયો, અને ઘી ભોંય પર પસરીને ધૂળમાં મળી ગયું. વાણીઓ રડવા લાગ્યો અને શેખસલ્લી પણ રડવા લાગ્યો! વાણીઆએ શેખસલ્લીને ધમકાવીને કહ્યું, કેમ? ઘી ઢોળી નાખ્યુ અને રડેછે શાનો? તારૂં શું નુકસાન થયું તે રડે છે?

**શેખસલ્લી**—તારૂં શું નુકસાન થયું તે તું રડે છે?

**વાણીઓ**—મેં તો દશ રૂપીઆ ઉછીના લઈ પ્રથમ ઘી ખરીદ્યું હતું. તે ઉપર મોટા લાભનો વિચાર કર્યો હતો તે મારો ધુળ થઈ ગયો તો હું કેમ ન રડું?

**શેખસલ્લી**—તારા તો દશ રૂપીઆ વિગેરેનું નુકસાન થયું પણ મારૂં માંડયું મંડાએલું બધું ઘર ભાગી પડયું. હું પણ કેમ ન રડું?

**વાણીઓ**—શું તારા રડવાથી મારૂં ઘી આવવાનું હતું?

**શેખસલ્લી**—વારૂ, ત્યારે તારા રડવાથી મારૂં ઘર પણ નથી આવવાનું. તું કેવો મૂરખ છે?

**વાણીઓ**—મૂરખ તું ને તારો બાપ.

બેઉ જણા આપસ આપસમાં મારામારી કરવા લાગ્યા. મારામારીમાંથી શેખસલ્લી પોતાને ઘેર ન્હાસી આવ્યો. અને પેલા વાણીઆએ ધૂળમાં મળેલા ઘીને ઠીકરામાં ભરી લઈ ઘરનો રસ્તો પકડયો.

એ પ્રમાણે પોતાના સામર્થ્ય વગર અશકય મનોરથ કર્યા કરવા એ મૂર્ખનું કામ છે. અને જે મહેનત કર્યા વગર કોઈ પદાર્થની પ્રાપ્તિ માટે ઉત્સાહી થાય છે તે માણસને વિદ્વાન લોક મૂર્ખ કહેછે.

**अनाहूतः प्रविशति अपृष्टो बहु भाषते ।**
**अविश्वस्ते विश्वसिति मूढचेता नराधमः ॥ २ ॥** ॥ મહાભારત ॥

જે વગર બોલાવે જ્યાં ત્યાં સભાદિ સ્થાનોમાં પ્રવેશ કરી સત્કાર તથા ઉંચા આસનની ઇચ્છા રાખે છે અથવા એવી રીતે બેસે છે કે સર્વે સત્પુરુષોને એનું આચરણ અપ્રિય જણાય છે, પૂછયા વગર આડુંઅવળું બકે છે, અવિશ્વાસીઓમાં વિશ્વાસી થઈ સુખની હાનિ કરી લે છે, એવો મનુષ્ય મૂઢબુદ્ધિ તથા નરાધમ કહેવાય છે. જ્યાં જ્યાં એવા મૂઢ મનુષ્ય પઠન પાઠનાદિ વ્યવહાર કરનારા હોય છે ત્યાં સુખનું તો દર્શનજ કયાંથી પણ દુઃખનો વધારો તો થયાજ કરેછે. તેથી બુદ્ધિમાન લોક, આવા મૂઢોનો પ્રસંગ અથવા એમની સાથે પઠનપાઠન ક્રિયાને વ્યર્થ સમજી, પૂર્વોક્ત ધાર્મિક વિદ્વાનોનો પ્રસંગ અને એમની પાસેથી વિદ્યાનો અભ્યાસ કરે તથા સુશીલ બુદ્ધિમાન વિદ્યાર્થીઓને શીખવ્યા કરે. વિદ્વાન તથા મૂર્ખના લક્ષણવિધાયક આ શ્લોક વિદુરપ્રજાગરના ૩૨ મા અધ્યાયમાં એક ઠેકાણેજ લખેલા છે.

**પ્રશ્ન**—જે વિદ્યા ભણે તથા ભણાવે તેમનામાં કેવા દોષ ન હોવા જોઇએ ?

**ઉત્તર**—જે વિદ્યા ભણે તથા ભણાવે તે નીચે દર્શાવેલા દોષયુક્ત ન હોવા જોઇએ:—

**आलस्यं मदमोहौच चापलं गोष्ठिरेव च ।**
**स्तब्धता चाभिमानित्वं तथा स्यागित्वमेव च ॥**
**एते वै सप्तदोषाः स्युः सदा विद्यार्थिनो मताः ॥**
**सुखार्थिनां कुतो विद्या नास्ति विद्यार्थिनः सुखम्**
**सुखार्थी वा त्यजेद्विद्यां विद्यार्थी वा त्यजेत्सुखम् ॥**

આળસ, અભિમાન, કેફ તથા મૂઢતા, ચપલતા, વ્યર્થ અહીં તહીંના ગપાટા મારવા, જડતા, કદી ભણવું ને કદી ન ભણવું, ને લોભ તથા લાલચ એ સાત વિદ્યાર્થીઓ માટે વિદ્યાના વિરોધી દોષ છે. કેમકે જેને સુખચેન કરવાની ઇચ્છા છે તેને વિદ્યા ક્યાંથી ? અને જેનું ચિત્ત વિદ્યાગ્રહણ કરવામાં લાગ્યું છે તેને વિષયસંબંધી સુખચેન ક્યાંથી ? એટલા માટે વિષયસુખની ઇચ્છા કરનારે વિદ્યા છોડવી અને વિદ્યાર્થીએ વિષયસુખથી અવશ્ય અળગા રહેવું. નહિ તો પરમધર્મરૂપ વિદ્યાનું ભણવું તથા ભણાવવું કદી નહિ થઇ શકે. આ બે શ્લોક પણ મહાભારતના વિદુરપ્રજાગરના અધ્યાય ૩૯ માં લખ્યા છે.

**પ્રશ્ન**—કેવા માણસ સર્વ વિદ્યાની પ્રાપ્તિ કરી શકે છે અને બીજાને કરાવી શકે છે ?

**ઉત્તર**—

**ब्रह्मचर्यस्य च गुणं गृणु त्वं वसुधाधिप ।**
**आजन्म मरणाद्यस्तु ब्रह्मचारी भवेदिह ॥ १ ॥**
**न तस्य किञ्चिदप्राप्यमिति बुद्धि नराधिप ।**
**बह्व्यः कोट्यस्त्वृषीणां च ब्रह्मलोके वसन्त्युत ॥२॥**
**सत्ये रतानां सततं दान्तानामूर्ध्वरेतसाम् ।**
**ब्रह्मचर्यं दहेद्राजन् सर्वं पापान्युपासितम् ॥ ३ ॥**

ભીષ્મપિતામહ યુધિષ્ઠિરને કહેછેઃ—હે રાજન, તું બ્રહ્મચર્યના ગુણ સાંભળ. જે માણસ આ સંસારમાં જન્મથી મરણ સુધી બ્રહ્મચારી રહે છે, તેને કોઇપણ શુભ ગુણ અપ્રાપ્ત હોતો નથી; હે નરાધિપ, એટલું તું જાણજે કે એના પ્રતાપથી કરોડો ઋષિઓ બ્રહ્મલોકમાં અર્થાત સર્વાનન્દસ્વરૂપ પરમાત્મામાં વાસ કરે છે અને આ લોકમાં પણ અનેક સુખો મેળવે છે. જે નિરંતર સત્યમાં રમમાણ, જીતેંદ્રિય, શાંતાત્મા ઉત્કૃષ્ટ શુભ ગુણ-સ્વભાવ-યુક્ત અને રોગ રહિત પરાક્રમ યુક્ત શરીર, બ્રહ્મચર્ય અર્થાત વેદાદિ સત્ય શાસ્ત્ર અને પરમાત્માની ઉપાસનાનો અભ્યાસ, આદિ કર્મ કરેછે તેમના સર્વ ઉત્તમ ગુણ બુરાં કામો તથા દુઃખોને નષ્ટ કરી સર્વોત્તમ ધર્મયુક્ત કર્મ તથા સર્વ સુખોની પ્રાપ્તિ કરાવનારા થાય છે તથા એનાજ સેવનથી મનુષ્ય ઉત્તમ અધ્યાપક તથા ઉત્તમ વિદ્યાર્થી થઇ શકે છે.

**પ્રશ્ન**—શૂરવીર કોને કહે છે ?

**ઉત્તર—**

**वेदाध्ययनशूराश्च शूराश्चाध्ययने रताः ।**
**गुरुशुश्रूषया शूराः पितृशुश्रूषयापरे ॥ १ ॥**
**मातृशुश्रूषया शूरा भैक्ष्यशूरास्तथापरे ।**
**अरण्ये गृहवासे च शूराश्चातिथिपूजने ॥ २ ॥**

જે મનુષ્ય વેદાદિ શાસ્ત્રો ભણવામાં તથા ભણાવવામાં શૂરવીર, જે દુષ્ટોનું દલન અને શ્રેષ્ઠોનું પાલન કરવામાં શૂરવીર અર્થાત દૃઢ ઉત્સાહી ઉદ્યોગી, જે નિષ્કપટ પરોપકારી અધ્યાપકોની સેવા કરવામાં શૂરવીર, જે પોતના પિતાની સેવા કરવામાં શૂરવીર; જે માતાની સેવાથી શૂર, જે સંન્યાસાશ્રમથી યુક્ત અતિથિરૂપ થઇ સર્વત્ર ભ્રમણ કરી પરોપકાર કરવામાં શૂર, જે વાનપ્રસ્થાશ્રમના કર્મ તથા ગૃહાશ્રમના વ્યવહાર કરવામાં શૂર છે; તેઓ જ સર્વ સુખોના લાભ કરી લેવામાં અને કરાવવામાં અત્યુત્તમ થઇ ધન્યવાદને પાત્ર થાય છે. તેઓ પોતાનાં તન, મન તથા ધનનો વિદ્યા તથા ધર્માદિ શુભ ગુણ ગ્રહણ કરવામાં સદા ઉપયોગ કરેછે,

**પ્રશ્ન**—શિક્ષા શાને કહેછે ?

**ઉત્તર**—જેથી મનુષ્ય વિદ્યા આદિ શુભ ગુણોની પ્રાપ્તિ કરી લેછે અને અવિદ્યા આદિ દોષોને છોડી દઇ સદા આનંદિત થઇ શકેછે તેને શિક્ષા કહેછે.

**પ્રશ્ન**—વિદ્યા તથા અવિદ્યા શાને કહેછે?

**ઉત્તર**—જેને લીધે પદાર્થનું સ્વરૂપ યથાવત્ જણાય છે અને તેમનાથી ઉપકાર કરી લઇ પોતાને માટે તથા બીજાને માટે સર્વ સુખોની સિદ્ધિ કરી શકે છે તે વિદ્યા; અને જેથી પદાર્થોનું સ્વરૂપ ઉલટું જાણી પોતાનો તેમજ બીજાનો અનુપકાર કરી લેછે તે અવિદ્યા કહેવાય છે.

**પ્રશ્ન**—મનુષ્યોએ વિદ્યાની પ્રાપ્તિ તથા અવિદ્યાના નાશને માટે કિયાં કર્મ કરવાં જોઇએ ?

**ઉત્તર**—વર્ણોચ્ચારથી માંડીને તે હેઠ વેદાર્થજ્ઞાનને માટે બ્રહ્મચર્ય આદિ કર્મ કરવાં જોઇએ.

**પ્રશ્ન**—બ્રહ્મચારી કોને કહેછે?

**ઉત્તર**—જે જીતેદ્રિય થઇ બ્રહ્મ અર્થાત્ વેદવિદ્યાને માટે અને આચાર્યકુલમાં જઇ વિદ્યાગ્રહણને માટે પ્રયત્ન કરેછે તે બ્રહ્મચારી કહેવાય છે.

**પ્રશ્ન**—આચાર્ય કોને કહેછે ?

**ઉત્તર**—જે વિદ્યાર્થીઓને અત્યંત પ્રેમથી ધર્મયુક્ત વ્યવહારની શિક્ષાપૂર્વક વિદ્યા મળવા માટે તન, મન, તથા ધનથી પ્રયત્ન કરેછે તેને આચાર્ય કહેછે.

**પ્રશ્ન**—પોતાના સંતાનોને માતા, પિતા તથા આચાર્ય કઈ શિક્ષા કરે?

**ઉત્તર**—

**मातृमान् पितृमानाचार्यवान्पुरुषो वेद ॥ शतपथब्राह्मणे ॥**

ધન્ય ભાગ્ય તે માણસના છે કે જેનો જન્મ ધાર્મિક ને વિદ્વાન્ માતા પિતા તથા આચાર્યના સંબંધમાં થાય છે; કેમકે એ ત્રણેનીજ શિક્ષાથી મનુષ્ય ઉત્તમ થાય છે. તેમણે પોતાના સંતાન તથા વિદ્યાર્થીઓને સારી ભાષા બોલવા, ખાવા, પિવા, બેસવા, ઉઠવા, વસ્ત્ર પહેરવા, માતા પિતા, આદિના મન રાખવા, તેમની સામે સ્વેચ્છાચારી ન થવા, વિરૂદ્ધ ચેષ્ટા ન કરવા આદિને માટે પ્રયત્નથી હમેશ ઉપદેશ કરવો જોઇએ અને જેમ જેમ તેમનું સામર્થ્ય વધતું જાય તેમ તેમ ઉત્તમ ઉત્તમ વાતો શિખવતા જવું. એ પ્રમાણે છોકરા છોકરીઓની પાંચ કે આઠ વર્ષની અવસ્થા સુધી મા બાપની અને તે પછી આચાર્યની શિક્ષા થવી જોઇએ.

**પ્રશ્ન**—શું જેવી ગમે તેવી શિક્ષા કરે ?

**ઉત્તર**—નહિ. જે પોતાના છોકરા, છોકરી કે વિદ્યાર્થીને સંભળાવે "સાંભળ, મા, તારા કેની વહેલા લગન કરીશું; તું એની દાદી [illegible]

પકડ જોઉં ? એનો અંબોડો તાણીને ઓઢણી ફેંકીદે; ધોલ માર; ગાળો દે; એનાં કપડાં ઝુંટીલે; પાઘડી-ટોપી ફેંકીદે; રમ; કૂદ; હસ; રડ; તારા લગ- નમાં ફુલેકું કાઢીશું." ઇત્યાદિ કુશિક્ષા કરેછે તેમને માતા, પિતા તથા આ- ચાર્ય ન સમજવા જોઇએ. પણ સંતાન તથા શિષ્યોના તેઓ પૂરા શત્રુ તથા દુ:ખદાયક છે; કેમકે જે બુરૂં આચરણ જોઇ છોકરાંઓને ધમકાવતા નથી અને સજા કરતા નથી તે કેવી રીતે માતા, પિતા તથા આચાર્ય થઇ શકેછે? કારણ કે જેઓ પોતાની નજર સામે ગમે તેમ બકવા, નિર્લજ થવા, વ્યર્થ ચેષ્ટા કરવા આદિ બુરા કામોથી દૂર રાખી વિદ્યા આદિ શુભ ગુણોને માટે ઉપદેશ નથી કરતા, ને તન, મન, ધન ખરચી ઉત્તમ વિદ્યાવ્યવહારનું સેવન કરાવી પોતાના સંતાનોને સદા શ્રેષ્ઠ નથી કરતા તેઓ માતા, પિતા તથા આચાર્ય કહેવડાવી ધન્યવાદને લાયક કદી પણ થઇ શકતા નથી. અને જેઓ પોતાના સંતાન તથા શિષ્યોને ઇશ્વરની ઉપાસના, ધર્મ, અધર્મ; પ્રમાણ, પ્રમેય; સત્ય, મિથ્યા; પાખંડ, વેદ, શાસ્ત્ર આદિના લક્ષણ તથા તેમના સ્વ- રૂપનું યથાયોગ્ય જ્ઞાન કરાવી, સામર્થ્ય પ્રમાણે વેદશાસ્ત્રનાં વચન પણ મોઢે કરાવી, વિદ્યા ભણવા માટે આચાર્યને અનુકૂળ રહેવાની રીતિ પણ જણાવી દે-કે જેથી વિદ્યાપ્રાપ્તિ આદિ પ્રયોજન, નિર્વિઘ્ન સિદ્ધ થાય—તેજ માતા, પિતા તથા આચાર્ય કહેવાય છે.

**પ્રશ્ન**—વિદ્યા શા માટે અને કિયાં કર્મોથી થાય છે?

**ઉત્તર**—

**चतुर्भिः प्रकारैर्विद्योपयुक्ता भवति आगमकालेन स्वाध्यायकालेन प्रवचनकालेन व्यवहारकालेनेति ॥ महा० अ० १ । १ । १ आ० १ ॥**

વિદ્યા ચાર પ્રકારથી કામ આવે છે; આગમકાલ, સ્વાધ્યાયકાલ, પ્રવ- ચનકાલ અને વ્યવહારકાલથી. **આગમકાલ** તેને કહેછે કે જેથી મનુષ્ય સાવધાન થઇ, ધ્યાન દઇ ભણાવનાર પાસેથી વિદ્યાદિ પદાર્થ ગ્રહણ કરી શકે, **સ્વાધ્યાયકાલ** એને કહેછે કે જે ભણતી વેળાએ આચાર્યના મુખ- માંથી શબ્દ, અર્થ અને સંબંધની વાતો નીકળે તેનો એકાંતમાં સ્વસ્થચિત્ત થઇ પૂર્વાપાર વિચાર કરી ઠીક રીતે હૃદયમાં દૃઢ કરી શકે. **પ્રવચનકાલ** તેને કહેછે કે જેથી બીજાને પ્રીતિથી વિદ્યા ભણાવી શકે. **વ્યવહારકાલ** એને કહેછે કે જ્યારે આપણા આત્મામાં સત્ય વિદ્યા થાય છે ત્યારે આ કરવું, આ ન કરવું તે સારી પેઠે સિદ્ધ થઇ તેવુંજ આચરણ થઇ શકે. આ ચાર

પ્રયોજન છે. અને બીજાં પણ ચાર કર્મ વિદ્યાપ્રાપ્તિને માટે છે. એટલેકે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર. **શ્રવણ** એને કહે છે કે આત્માને મનની સાથે અને મનને શ્રોત્ર ઇંદ્રિય સાથે યથાવત્ જોડી અધ્યાપકના મુખમાંથી અર્થ તથા સંબંધને પ્રકાશ કરનારા જે જે શબ્દો નિકળે તેમને શ્રોત્રવડે મનમાં અને મનવડે આત્મામાં એકત્ર કરતાં જવું. **મનન** એને કહે છે કે જે શબ્દ, અર્થ અને સંબંધ આત્મામાં એકત્ર થયા હોય તેમનો એકાંતમાં સ્વસ્થચિત્ત થઇ વિચાર કરવો કે કિયો અર્થ કોની સાથે, કિયો અર્થ કિયા શબ્દ સાથે અને કિયા શબ્દ તથા અર્થ સાથે સંબંધ અર્થાત મેળ રાખેછે અને એમના મેળમાં કિયા પ્રયોજનની સિદ્ધિ તથા અનમેળ હોવામાં શી હાનિ થાય છે વિગેરે. **નિદિધ્યાસન** એને કહે છે જે જે શબ્દ, અર્થ તથા સંબંધ સાંભળ્યા ને વિચાર્યા છે તે બરાબર છે કે નહિ એ વાતની વિશેષ પરીક્ષા કરી દૃઢનિશ્ચય કરવો. અને **સાક્ષાત્કાર** એને કહે છે કે અર્થોના શબ્દ તથા સંબંધ સાંભળ્યા, વિચારાયા અને નિશ્ચિત થયા છે તેમને યથાવત્ જ્ઞાન તથા ક્રિયાથી પ્રત્યક્ષ કરી વ્યવહારોની સિદ્ધિથી પોતાનો અને પારકાનો ઉપકાર કરવો ઇત્યાદિ. આ વિદ્યાની પ્રાપ્તિનાં સાધન છે.

**પ્રશ્ન**—આચાર્ય સાથે વિદ્યાર્થી કેવું વર્તન કરે અને કેવું ન કરે ?

**ઉત્તર**—મિથ્યા છોડી સત્ય બોલે, સરળ રહે, અભિમાન ન કરે, આજ્ઞા પાલન કરે, સ્તુતિ કરે, નિંદા ન કરે. નીચા આસન પર બેસે, ઉંચે ન બેસે, શાંત રહે, ચપલતા ન કરે, આચાર્ય મારે જ્તાં પ્રસન્ન રહે, ક્રોધ કદી ન કરે, જ્યારે કંઇ પણ પૂછે ત્યારે હાથ જોડી નમ્ર થઇ ઉત્તર આપે, ઘમંડીથી ન બોલે, જ્યારે તે શિક્ષા આપે ત્યારે ચિત્ત દઇને સાંભળે, મશ્કરીમાં ન ઉડાવે, શરીર તથા વસ્ત્ર શુદ્ધ રાખે, મેલાં કદી પણ ન રાખે જે કંઇ પણ પ્રતિજ્ઞા કરે તે પૂરી કરે, જીતેંદ્રિય થાય, લંપટપણું તથા વ્યભિચાર કદી પણ ન કરે, ઉત્તમોને સદા માન આપે–અપમાન કદી ન કરે, ઉપકાર માની કૃતજ્ઞ થાય, અનુપકારી થઇ કૃતઘ્ન ન થાય, પુરૂષાર્થી થાય, આળસુ કદી પણ ન થાય, જે જે કર્મથી વિદ્યા પ્રાપ્તિ થાય તે તે કર્મ કરતો જાય, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોક આદિ વિદ્યા વિરોધી જે જે બુરાં કામ હોય તે છોડી સદા ઉત્તમ ગુણોની કામના કરે,–બુરાં કામો પર ક્રોધ, વિદ્યા ગ્રહણમાં લોભ, સજ્જનોમાં મોહ, બુરાં કામોનો ભય, સારાં કામ ન થવાથી શોક કરી–વિદ્યાદિ શુભ ગુણોથી આત્માનું અને જીતેંદ્રિય થઇ વીર્ય આદિ ધાતુઓની રક્ષાથી શરીરનું બળ સદા વધારતો જાય.

**પ્રશ્ન**—આચાર્ય વિદ્યાર્થીઓ સાથે કેવી રીતે વર્તે ?

**ઉત્તર**—જે પ્રકારે વિદ્યાર્થી વિદ્વાન, સુશીલ, નિરભિમાની, સત્યવાદી, ધર્માત્મા, આસ્તિક, નિરાલસ્ય, ઉદ્યોગી, પરોપકારી, વીર, ધીર, ગંભીર પવિત્રાચરણી, શાંતિયુક્ત, દમનશીલ, ઋજુ, પ્રસન્નવદન થઇ માતા, પિતા, આચાર્ય, બંધુ, મિત્ર, રાજા, પ્રજા આદિને પ્રિય થાય; જ્યારે કોઇની સાથે વાતચીત કરે ત્યારે જે કંઇ તેના મુખમાંથી અક્ષર, પદ, વાક્ય નીકળે તે શાંત થઇ સાંભળીને પ્રત્યુત્તર આપે; જો તે કદી બુરી ચેષ્ટા, મલીનતા, મેલાં વસ્ત્ર પહેરવાં, ને બેસવા ઉઠવામાં વિપરીત આચરણ, નિંદા, ઈર્ષ્યા, દ્રોહ, વિવાદ, લડાઇ, બખેડો, ચાડી, મિથ્યા દોષારોપણ, ચોરી, જારી, અનભ્યાસ, આળસ, અતિ નિદ્રા, અતિ ભોજન, અતિ જાગરણ, વ્યર્થ રમવું, અહીં તહીં રસળવું. વિષયસેવન, બુરા વ્યવહારોની વાતો કરવી તથા સાંભળવી, દુષ્ટોની સાથે બેસવું ઇત્યાદિ દુષ્ટ વ્યવહાર કરે તો આચાર્ય તેને તેના અપરાધ મુજબ સખ્ત સજા કરે. એનું પ્રમાણ—

**सामृतैः पाणिभिर्घ्नन्ति गुरवो न विषोक्षितैः ।**
**लालनाश्रयिणो दोषास्ताडनाश्रयिणो गुणाः ॥**
**महाभाष्य ॥ अ० ८। पा० १। सू० ८। आ० १ ॥**

આચાર્ય લોક પોતાના વિદ્યાર્થીઓને વિદ્યા તથા સુશિક્ષા થવા માટે પ્રેમભાવથી પોતાના હાથોથી તાડના કરેછે. કેમકે સંતાન તથા વિદ્યાર્થીઓના જેટલા લાડ કરેછે તેટલું તેમનું નુકસાન છે અને જેટલી સજા કરેછે તેટલો તેમનો સુધારો થાય છે. પણ એવી સજા ન કરે કે જેથી અંગભંગ અથવા મર્મસ્થાને લાગ્યાથી વિદ્યાર્થી અથવા છોકરાંને વ્યથા થાય.

**પ્રશ્ન**—

**पाठतव्यं तदपि मर्त्तव्यं दन्तकटाकटेति किं कर्त्तव्यम् ।**

**हुडदङ्ग उवाच**—હુડદંગ કહેછે કે જે ભણે છે તે પણ મરેછે ને નથી ભણતો તે પણ મરેછે ત્યારે પછી ભણવા ભણાવવામાં શા માટે દાંત કડકડાવવા ?

**ઉત્તર**—

**न विद्यया विना सौख्यं नराणां जायते ध्रुवम् ।**
**अतो धर्मार्थमोक्षेभ्यो विद्याभ्यासमाचरेत् ॥ १ ॥**

**सज्जन उवाच**—સર્જ્જન કહેછે કે સાંભળ ભાઇ હુડદંગ, વિદ્યાનું ફળ જેમ તું જાણે છે તેમ નથી કે વિદ્યા ભણ્યાથી જન્મ, મરણ, આ-

ખોએ જોવું, કાને સાંભળવું આદિ જે ઇશ્વરીય નિયમ છે તે અન્યથા થઇ જાય, પરંતુ વિદ્યાથી યથાર્થ જ્ઞાન થવાને લીધે યથાયોગ્ય વ્યવહાર કરવા કરાવવાથી પોતાને અને બીજાને આનંદયુક્ત કરવું એ વિદ્યાનું ફળ છે. કેમકે વિદ્યા વગરના કોઇપણ માણસને નિશ્ચલ સુખ થઇ શકતું નથી. કોઇને ક્ષણભર સુખ થયું ન થયું તો શું થઇ ગયું? પણ કોઇનું સામર્થ્ય નથી કે અવિદ્વાન છતાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સ્વરૂપને યથાવત્ જાણી તે સિદ્ધ કરી શકે, તેથી સૌને ઉચિત છે કે તેમની સિદ્ધિને માટે વિદ્યાનો અભ્યાસ તન, મન, ધનથી કરે ને કરાવે.

**હુડદંગ**—આપણે જોઇએ છીએ કે ઘણા વિદ્યા ભણેલા લોક દરિદ્રી હોય છે તથા ભીખ માગે છે, અને વગર ભણેલા રાજ્ય તથા ધનનો આનંદ ભોગવે છે.

**સંજજન**—સાંભળ, ભાઇ, સુખ દુઃખનો યોગ આત્મામાં થયા કરે છે. જ્યાં વિદ્યારૂપ સૂર્યનો અભાવ અને અવિદ્યારૂપી અંધકારનો ભાવ ( અસ્તિત્વ ) છે ત્યાં દુઃખોનાં ગાડેગાડાં છે, સુખની તો વાતજ શી ? પણ જ્યાં વિદ્યા-સૂર્ય પ્રકાશિત થઇ અવિદ્યા-અંધકારને નષ્ટ કરી દેછે; તે આત્મામાં સદા આનંદનો યોગ અને દુઃખને ઠેકાણુ પણ મળતું નથી. ( હુડદંગ માથું નમાવી બંધ ગઇ ગયો. )

**પ્રશ્ન**—આચાર્ય કેઇ રીતથી વિદ્યા અને સુશિક્ષાનું ગ્રહણ કરાવે અને વિદ્યાર્થી લોક ગ્રહણ કરે ?

**ઉત્તર**—આચાર્ય સમાહિત ( શાંત ) થઇ એવી રીતે વિદ્યા અને સુશિક્ષા આપે કે જેથી એમના આત્મામાં સુનિશ્ચિત અર્થ થઇ ઉત્સાહ વધતોજ જાય, એવી ચેષ્ટા કે કર્મ કદી પણ ન કરે કે જે જોઇને અથવા કરીને વિદ્યાર્થી અધર્મયુક્ત થઇ જાય. દૃષ્ટાંત, હસ્તક્રિયા, યંત્ર, કલા, કૌશલ્ય, વિચાર આદિથી વિદ્યાર્થીઓના આત્મામાં પદાર્થ એવી રીતે સાક્ષાત કરાવે કે એકને જાણ્યાથી હજારો પદાર્થ યથાવત્ જાણતા જાય. પોતાના આત્મામાં એ વાતનું ધ્યાન રાખે કે જે જે પ્રકારે સંસારમાં વિદ્યા તથા ધર્માચરણની વૃદ્ધિ થાય અને મારા ભણાવેલા મનુષ્ય અવિદ્વાન તથા કુશિક્ષિત થઇ મારી નિંદાનાં કારણ ન થઇ જાય કે જેથી હું જ વિદ્યાને રોકવાનું અને અવિદ્યાની વૃદ્ધિનું નિમિત્ત ન ગણાઉં; એવું ન થાય કે સર્વાત્મા પરમેશ્વરમાં ગુણ, કર્મ, સ્વભાવ વિરૂદ્ધ હોવાથી મને મહા દુઃખ ભોગવવું પડે. પરમ ધન્ય તેજ પુરૂષો છે કે જે પોતાના આત્માની પેઠે

બીજા મનુષ્યોનાં સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માની ધાર્મીકતાનો કદી પણ ત્યાગ કરતા નથી; ઇત્યાદિ ઉત્તમ વ્યવહાર આચાર્યે લોક હમેશ કરતા જાય. વિદ્યાર્થી પણ જે કર્મોથી આચાર્યની પ્રસન્નતા થાય એવાં કર્મ કરે, કે જેથી તેમનો આત્મા સંતુષ્ટ થયાથી તેઓ ચાહે કે આ લોક વિદ્યાથી યુક્ત થઇ સદા પ્રસન્ન રહે; ને રાતદિન વિદ્યાનાજ વિચારમાં લાગી એક બીજા સાથે પ્રેમથી પરસ્પર વિદ્યા ભણાવતા જાય. જ્યાં જ્યાં વિદ્યાદિ વ્યવહાર અને ધર્મનું વ્યાખ્યાન થતું હોય ત્યાંથી અળગા કદી પણ ન રહે; ભોજન, છાદન એવી રીતે કરે કે જેથી કદી પણ રોગ તથા વીર્યહાનિનો પ્રમાદ ન વધે. બુદ્ધિનો નાશ કરનારા જે કેફી પદાર્થ હોય તેમનું કદીપણ ગ્રહણ ન કરે પણ જે જ્ઞાન વધારનારા અને રોગનો નાશ કરનારા પદાર્થ હોય તેમનું સેવન સદા કર્યા કરે. હમેશ પરમેશ્વરનું ધ્યાન, યોગાભ્યાસ બુદ્ધિની વૃદ્ધિ, સત્યધર્મની નિષ્ઠા, અને અધર્મનો ત્યાગ કરતા રહે. જે જે ભણવામાં વિઘ્નરૂપ કર્મ છે તેમને છોડી પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરે. ઇત્યાદિ એઉના ગુણ તથા કર્મ છે.

**પ્રશ્ન**—સત્ય અને અસત્યનો નિશ્ચય કેવી રીતે થાય છે ? કેમકે જેને એક સત્ય કહે છે તેને બીજો મિથ્યા બતાવે છે. માટે તેનો નિર્ણય કરવાને ક્યિાં નિશ્ચિત સાધન છે ?

**ઉત્તર**—પાંચ સાધન છે. તેમાંનું **પહેલું**-ઇશ્વર, તેનાં ગુણ, કર્મ, સ્વભાવ અને વેદવિદ્યા; **બીજું**-સૃષ્ટિક્રમ; **ત્રીજું**-પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ; **ચોથું**-આપ્તોનો આચાર, ઉપદેશ, ગ્રંથ અને સિદ્ધાંત; અને **પાંચમું**-પોતાના આત્માની સાક્ષી, અનુકૂલતા, પવિત્રતા અને વિજ્ઞાન. **પહેલું** ઇશ્વરાદિથી પરીક્ષા કરવી તેને કહેછે કે જે જે કંઇ **ઇશ્વર,** ઇશ્વરના ન્યાય આદિ **ગુણ,** પક્ષપાત રહિત સૃષ્ટિ બનાવવાનું કર્મ, સત્ય, ન્યાય, દયાલુતા, પરોપકારતા આદિ **સ્વભાવ,** અને **વેદોપદેશ** એ સર્વથી જે સત્ય તથા ધર્મ ઠરે તથા સત્ય તથા ધર્મ, અને જે કંઇ અસત્ય તથા અધર્મ ઠરે તેજ અસત્ય તેજ અધર્મ છે. જેમ કોઇ કહે કે કારણ અને કર્તા વગર કાર્ય બને છે તો તે સર્વથા મિથ્યા જાણવું. એથી એ સિદ્ધ થાય છે કે જે સૃષ્ટિની રચના કરવાવાળો પદાર્થ છે તેજ ઇશ્વર, અને તેના ગુણ, કર્મ, અને સ્વભાવ, વેદ તથા સૃષ્ટિક્રમ ઉપરથીજ જાણવામાં આવેછે. **બીજું**-સૃષ્ટિક્રમ એને કહેછે કે જે સૃષ્ટિક્રમ અર્થાત સૃષ્ટિના ગુણ, કર્મ, સ્વભાવથી વિરુદ્ધ હોય તે મિથ્યા અને અનુકૂળ હોય તે સત્ય કહેવાય છે. જેમ કોઇ કહેકે માબાપ વિના છોકરો, કાને જોવું, આંખે સાંભળવું વિગેરે બને છે, ને બન્યું છે. આવી વાતો સૃષ્ટિક્રમથી વિ-

રૂદ્ધ હોવાથી મિથ્યા છે અને માબાપથી છોકરાં થવાં, કાને સાંભળવું આંખે જોવું વિગેરે સૃષ્ટિક્રમને અનુકૂળ હોવાથી સત્યજ છે. **ત્રીજું**—પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણોથી પરીક્ષા કરવી તેને કહેછે કે જે પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણોથી સત્ય ઠરે તે સત્ય અને જે વિરૂદ્ધ ઠરે તે મિથ્યા જાણવું. જેમ એક જણે બીજાને પૂછ્યું કે આ શું છે? બીજાએ કહ્યું કે પૃથ્વી; એ પ્રત્યક્ષ પ્રમાણ. પ્રત્યક્ષને જોઈ તેના કારણનો નિશ્ચય કરવો તે અનુમાન પ્રમાણ. જેમ બનાવનાર વગર ઘર બની શકતું નથી તેમજ સૃષ્ટિનો બનાવનાર ઇશ્વર પણ એક મોટો કારીગર છે એ ઉપમાન પ્રમાણનું દૃષ્ટાંત છે. સત્યોપદેષ્ટાઓનો ઉપદેશ તે શબ્દ પ્રમાણ છે. ભૂતકાળના પુરૂષોની ચેષ્ટા તથા સૃષ્ટિ આદિ પદાર્થોની કથા વિગેરે ઐતિહ્ય પ્રમાણ છે. એક વાત સાંભળીને બીજી વાત સાંભળ્યા કે કહ્યા વગર પ્રસંગ ઉપરથી જાણી લેવી તે અર્થાપત્તિ પ્રમાણ છે. કારણથી કાર્ય થવું ઇત્યાદિ સંભવ પ્રમાણ છે. અને કોઇએ કહ્યું "પાણી લાવ" ને તેણે ત્યાં જળનો અભાવ જોઇ તર્કથી જાણ્યું કે જ્યાં છે ત્યાંથી લાવીને આપવું જોઇએ; એને અભાવ પ્રમાણ કહેછે. એ પ્રમાણેના આઠ પ્રમાણોથી જે વિપરીત ન હોય તે સત્ય અને જે ઉલટું હોય તે અસત્ય. **ચોથું**—આપ્તોના આચાર તથા સિદ્ધાંતથી પરીક્ષા કરવી એને કહેછે કે જે આપ્ત—અર્થાત સત્યવાદી, સત્યકારી, સત્યમાની, પક્ષપાત રહિત સૌના હિતેચ્છુ, વિદ્વાન ને સૌના સુખ માટે પ્રયત્ન કરે એવા ધાર્મીક લોક—તેમના ઉપદેશ, આચાર ગ્રંથ અને સિદ્ધાંતથી જે યુક્ત હોય તે સત્ય અને જે વિપરીત હોય તે મિથ્યા છે. **પાંચમું**—આત્માથી પરીક્ષા એને કહેછે કે જે આપણો આત્મા આપણે માટે ચાહે તેવું સૌને માટે ચાહવું અને જે ન ચાહે તેવું કોઇને માટે ન ચાહવું. જેવું આત્મામાં તેવું મનમાં, જેવું મનમાં તેવું ક્રિયામાં હોવાને જાણવું, જાણવાની ઇચ્છા, શુદ્ધ ભાવ, અને વિદ્યાના નેત્રથી જોઇ સત્ય અને અસત્યનો નિશ્ચય કરવો જોઇએ. આ પાંચ પ્રકારની પરીક્ષાઓથી ભણાવનારે, ભણનારે, અને સર્વ મનુષ્યોએ સત્યાસત્યનો નિર્ણય કરી ધર્મનું ગ્રહણ અને અધર્મનો પરિત્યાગ કરવો અને કરાવવો જોઇએ?

**પ્રશ્ન**—ધર્મ અને અધર્મ કોને કહેછે?

**ઉત્તર**—પક્ષપાતરહિત ન્યાય, સત્યનું ગ્રહણ, અસત્યનો પરિત્યાગ, પાંચે પરીક્ષાઓને અનુકૂળ આચરણ, ઇશ્વરાજ્ઞાનું પાલન ને પરોપકાર કરવા રૂપ જે છે તે ધર્મ અને તેથી જે વિપરીત તે અધર્મ કહેવાય છે. કેમકે જે સર્વેથી અવિરૂદ્ધ તે ધર્મ અને પરસ્પર વિરૂદ્ધ આચરણ છે તે અધર્મ કેમ ન કહેવાય? જેમકે કોઇએ કોઇને પૂછ્યું કે સત્ય શું છે? ત્યારે તેણે જવાબ

આપ્યો કે જે હું જાણું છું તે. પણ જ્યારે તેણે પૂછ્યું કે "હું માનું છું તે શું છે ?" ત્યારે જવાબ આપ્યો કે "અધર્મ !" એવાજ પક્ષપાત યુક્ત મિથ્યા અને વિરુદ્ધાચાર તે અધર્મ છે હવે જ્યારે એક ત્રીજા શખ્સે તે બેઉને પૂછ્યું કે "સત્ય બોલવું તે ધર્મ કે અસત્ય બોલવું તે ?" ત્યારે બેઉ જણે જવાબ આપ્યો કે સત્ય બોલવું તે ધર્મ છે અને અસત્ય બોલવું તે અધર્મછે. આનું નામ ધર્મ જાણવું. પણ અત્રે પાંચ પરીક્ષાની યુક્તિથી સત્ય અને અસત્યનો નિશ્ચય કરવો યોગ્ય છે.

**પ્રશ્ન**—જ્યારે જ્યારે સભા આદિ વ્યવહારોમાં જાય ત્યારે કેવી રીતે વર્તવું.

**ઉત્તર**—જ્યારે સભામાં જાય ત્યારે દૃઢ નિશ્ચય કરી રાખે કે હું સત્યથી જીતીશ અને અસત્યને હરાવીશ. અભિમાન ન રાખવો, પોતાને મોટો ન માનવો. આપણી વાતનું કોઈ ખંડન કરે ત્યારે તેની ઉપર ક્રોધાયમાન અથવા અપ્રસન્ન ન થવું. જે કોઈ કહે તેનું વચન ધ્યાન આપીને સાંભળ્યઃ પછી જો તેમાં અસત્ય જણાય તો તે અંશનું ખંડન અવશ્ય કરવું અને જે સત્ય હોય તે પ્રસન્નતા પૂર્વક ગ્રહણ કરવું. મોટાઇ કે નાનપણ ન ગણવું. વ્યર્થ બકવાદ ન કરવો કદી ખોટાનો પક્ષ ન કરવો ને સત્ય કદી પણ ન છોડવું. એવી રીતે બેસવું વા ઉઠવું કે જેથી કોઇને ખોટું ન જણાય, બધાના હિત તરફ દૃષ્ટિ રાખવી, જેથી સત્યની વૃદ્ધિ તથા અસત્યનો નાશ થાય તે કરવું. સજ્જનોનો સંગ કરવો તથા દુષ્ટોથી દૂર રહેવું. જે જે પ્રતિજ્ઞા કરવી તે સત્યની વિરુદ્ધ ન હોય તથા તે હમેશ બરાબર પૂરી કરવી. ઈત્યાદિ કર્મ સર્વ સભા આદિ વ્યવહારોમાં કરવાં.

**પ્રશ્ન**—જડબુદ્ધિ તથા તીવ્રબુદ્ધિ કોને કહે છે ?

**ઉત્તર**—જે પોતે તો સમજીજ ન શકે પણ બીજાના સમજાવ્યાથી પણ ન સમજે તે જડબુદ્ધિ અને જે સમજાવ્યાથી જલદી સમજે અને થોડું સમજાવ્યાથી ઘણું સમજી જાય તે તીવ્રબુદ્ધિ કહેવાય છે. મહા જડ અને વિદ્વાનનો એક દાખલો સાંભળો. કોઇ ઠેકાણે એક રામદાસ બેરાગીનો ચેલો ભૂપાલદાસ પાઠ ગોખતો કૂવા ઉપર પાણી ભરવા ગયો. ત્યાં એક પંડિત બેઠો હતો તેણે અશુદ્ધ પાઠ સાંભળી કહ્યું કે તું શ્રી ગણેશાય નમઃ એમ ગોખે છે તે શુદ્ધ નથી પણ શ્રી ગણેશાય નમઃ એમ શુદ્ધ પાઠ ગોખ. ત્યારે તે ચેલો બોલ્યો કે મારા મહંતજી મોટા પંડિત છે, અને તેમણે જેવી રીતે મને સંભળાવ્યું છે તેવીજ રીતે ગોખીશ. તેણે પાણી

ભરીને પોતાના ગુરૂ પાસે જઇને કહ્યું કે મહારાજ, એક બ્રાહ્મણ મારા પાઠને અશુદ્ધ જણાવે છે. ત્યારે ખાકીજીએ ચેલાઓને કહ્યું કે એ બ્રાહ્મણને અહીં બોલાવી લાવો. એ વળી ગુરૂનો છોકરો મારા ચેલાઓને શાનો ભમાવે છે અને શુદ્ધને અશુદ્ધ શાનું બતાવે છે? ચેલો જઇને પંડિતજીને તેડી લાવ્યો પંડિતને મહંતે પૂછ્યું કે તું એના કેટલા પાઠ જાણે છે? પંડિતે કહ્યું કે એક પ્રકારનો. મહંતે કહ્યું કે તું કંઈ પણ જાણતો નથી; જો હું એના ત્રણ પ્રકારના પાઠ જાણુંછું. ૧ **स्रीगनेसाजनम**. ૨ **स्रीगनेसापनम** ૩ **स्री गनेसायनम**.

**પંડિત**—મહન્તજી, તમારા પાઠમાં પાંચ પ્રકારના દોષ છે પ્રથમ **श** ને ઠેકાણે **स**, ૨ **ण** ને બદલે **न**, ૩ **शा** ને બદલે **सा**, ૪ **य** ને બદલે **ज** તથા **प**, અને ૫ વિસર્ગ ન બોલવો, એવી પાંચ અશુદ્ધિઓ છે.

**મહતંજી**—અરે, ચલરે, ગુરૂના મોટા ઘરમાં બધું શુદ્ધ છે.

પંડિતજી ચુપ થઈ ચાલી ગયા. કેમકે **सर्वस्यौषधमस्ति शास्त्रकथितं मूर्खस्य नास्त्यौषधम्** સઘળાનું ઔષધ શાસ્ત્રમાં કહ્યું છે પણ મૂર્ખનું ઔષધ નથી કહ્યું. આવા હઠીલા માણસોથી દૂર રહેવું જોઇએ. જો તેઓ સુધરવા ચાહે તો વિદ્વાને ઉપદેશ કરી તેમને અવશ્ય સુધારવા.

**પ્રશ્ન**—જો માતા, પિતા, આચાર્ય તથા અતિથી અધર્મ કરે તથા કરવાનો ઉપદેશ કરે તો માનવું જોઇએ કે નહિ?

**ઉત્તર**—કદી નહિ. કુમાતા, કુપિતા સંતાનોને જે ખોટો ઉપદેશ કરે છે કે બેટા-બેટી તારા વિવાહ જલદીથી કરીશું; કોઈની ચીજ હાથમાં આવે તો ઉઠાવી લાવજે; કોઈ એક ગાળ દે તો તું પાંચ દેજે; લડાઈ, મારામારી, રમત, ચોરી, જારી (મિથ્યા ભાષણ, ભાંગ, મદ્ય, ગાંજો, ચરસ, અફીણ, ઇત્યાદિનું સેવન આદિ કરવામાં કંઈ દોષ નથી; કેમકે આપણી કુળ પરંપરા છે; કેમકે **कुलधर्म्मः सनातनः** કુળમાં જે ધર્મ અગાઉથી ચાલતો આવ્યો છે તે કરવામાં કંઈ પણ દોષ નથી. આવો ઉપદેશ સાંભળી સુસંતાન (સારાં છોકરાં) હોય તે કહે છે કે-તમે જે જલદી વિવાહ કરવાનું, કોઇની ચીજ ઉઠાવી લાવવાનું આદિ કર્મ કહ્યાં તે દુષ્ટ માણસોનાં કામ છે. શ્રેષ્ઠોનાં નથી. પણ શ્રેષ્ટ માણસોની પેઠે અમે તો બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્યા ભણી સ્વયંવર એટલે પૂર્ણ યુવા અવસ્થામાં એઉની પ્રસન્નતા પૂર્વક વિવાહ કરીશું. કોઇની કરોડોની ચીજ જંગલમાં પડેલી જોઇને પણ કદી ગ્રહણ કરવાની મનમાં પણ ઇચ્છા નહિ કરવું ઇત્યાદિ કામ અમે

કર્યા કરીએ છીએ. જે જે તમારા ઉત્તમ કર્મ તથા ઉપદેશ છે તેમનું તો અમે ગ્રહણ કરીશું. પણ બીજા નહિ ગ્રહણ કરીએ. તમે ગમે તેવા હો તો પણ તન, મન, ધનથી તમારી સેવા કરવી એ અમારો પરમ ધર્મ છે. કેમકે જેવી રીતે તમે બાળપણથી અમારી સેવા કરી છે, તેવીજ રીતે તમારી સેવા અમે પણ શા માટે ન કરીએ?

શ્રેષ્ઠ માતા, પિતા, આચાર્ય, અતિથિઓને અભાગી કુસંતાન કહે છે કે, અમને ખુબ ખવરાવો, પીવડાવો, રમવા દો; અમારે માટે કમાયા કરોઃ જ્યારે તમે મરી જશો ત્યારે અમનેજ બધું કામ કરવું પડશે. જલદી લગ્ન કરી દો. નહિ તો અમે અહીં તહીં જઈ લીલા કરીશું, બાગમાં જઈ નાચ, તમાસા, કરાવીશું અથવા વૈરાગીજ થઈ જઈશું. કેમકે અમારી સેવા કરનારા તમે તો પેદાજ થયા છો. અમને સહેલ સપાટા, સવારી, નાચ ખાવું પીવું, ઓઢવું પહેરવું, વિગેરે માટે ખુબ ધન આપ્યા કરો. નહિ તો અમે જુવાન થઈશું ત્યારે પછી તમને જોઈ લેશું!"

दण्डादण्डि नखानखि केशाकेशि मुष्टामुष्टि
युद्धमेव भविष्यत्यन्यत्किम् ।

અર્થાત મારામારી કરીશું બીજું શું? આવા સંતાન દુષ્ટ કહેવાય છે. ઉત્તમ માતા આદિ એમને કહે છે કે "સાંભળો છોકરાંઓ, હવે તમારી ભણવા ગણવાની, સારી સારી વાતો શિખવાની, વીર્યનિગ્રહ તથા આચાર્ય આદિની સેવા કરવાની, વિદ્વાન થવાની., શરીર તથા આત્માને પૂર્ણ યુવાવસ્થા આદિ ઉત્તમ કર્મ કરવાની અવસ્થા છે, જો ભુલશો તો પછી પસ્તાશો. ફરીથી આવો સમય તમને મળવો ઘણોજ કઠણ છે કેમકે જ્યાં સુધી અમે ઘર સંબંધી તથા તમારા ખાવાપીવા આદિ સંબંધી પ્રબંધ કરનારા છીએ ત્યાં સુધી તમે સુશિક્ષા-ગ્રહણપૂર્વક સર્વોત્કૃષ્ટ વિદ્યારૂપી ધનને સંચિત કરો. એજ અક્ષય ધન છે, કે જેને ચોરઆદિ લઈ શકતા નથી, જેનો ભાર થતો નથી, અને જેટલું દાન કરવામાં આવે તેટલું અધિક વધતું જાય છે. તે હોવાથી જ્યાં રહેશો ત્યાં સુખી થશો તથા પ્રતિષ્ઠા મેળવશો. અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના સંબંધી કર્મોને જાણી લઈ તે સિદ્ધ કરી શકશો. જ્યારે અમે તમને વિદ્યારૂપ શ્રેષ્ઠ ગુણોથી અલંકૃત જોઈશું ત્યારે અમને પરમ સંતોષ થશે અને જો તમે કંઈ પણ દુષ્ટ કામ કરશો- તો અમે અમારૂં પણ અભાગ્ય સમજીશું. કેમકે, અમારા કોઈ પાપોના ફળથી અમને દુષ્ટ સંતાન મળ્યા. શું તમે નથી જોતા કે

જે મનુષ્યો ને રાજ્ય તથા ધન પ્રાપ્ત થયું છે, પણ વિદ્યા તથા ઉત્તમ શિક્ષા ન હોવાથી નષ્ટ, ભ્રષ્ટ થઈ જાય છે. અને શ્રેષ્ઠ વિદ્યા તથા સુશિક્ષાથી યુક્ત એવા દરિદ્રને પણ રાજ્ય તથા ઐશ્વર્ય પ્રાપ્ત થાયછે. તમને યોગ્યછેકેઃ—

**यान्यस्माकꣳ सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥**
**तैत्तिरीय-आरण्यके ७ । ११ ॥**

જે જે અમારા ઉત્તમ ચરિત્રો છે તે કરવા અને કદી અમે પણ બુરૂ કામ કરીએ તો તે કદી ન કરવું. " ઈત્યાદિ ઉત્તમ ઉપદેશ તથા કર્મ કરનારાં તથા કરાવનારાં માત, પિતા, તથા આચાર્ય આદિ શ્રેષ્ઠ કહેવાય છે.

**પ્રશ્ન**—રાજા, પ્રજા તથા ઇષ્ટ મિત્ર આદિ સાથે કેવો વ્યવહાર કરવો?

**ઉત્તર**—રાજપુરૂષ પ્રજાને માટે સુમાતા તથા સુપિતાની પેઠે અને પ્રજાપુરૂષ રાજસંબંધમાં સુસંતાનની પેઠે વર્તી પરસ્પર આનંદ વધારે. મિત્રે મિત્ર સાથે સત્ય વ્યવહારોને માટે આત્માની પેઠે પ્રીતિથી વર્તવું પણ અધર્મને માટે તેમ ન કરવું. પાડોસીથી એવું વર્તવું કે જેવું આપણા શરીર માટે વર્તીએ છીએ. તેજ પ્રમાણે મિત્રાદિને માટે પણ કર્મ કર્યા કરવું. સ્વામીએ સેવક સાથે એવું વર્તવું કે જેમ પોતાના હસ્ત પાદાદિ અંગોની રક્ષાને માટે વર્તે છે. સેવક સ્વામીને માટે એવી રીતે વર્તે કે જેવું વર્તન અન્ન, જલ વસ્ત્ર તથા ઘર આદિ શરીરની રક્ષાને માટે હોયછે.

**પ્રશ્ન**—બ્રહ્મચર્યના શું નિયમો છે?

**ઉત્તર**—ઓછામાં ઓછું ૨૫ વર્ષ સુધી પુરૂષે અને ૧૬ વર્ષ સુધી કન્યાએ બ્રહ્મચર્ય અવશ્ય સેવન કરવું જોઇએ. અને ૪૮ વર્ષથી વધારે પુરૂષે તથા ૨૪ વર્ષથી વધારે કન્યાએ બ્રહ્મચર્યનું સેવન ન કરવું. તે પછી ગૃહસ્થાશ્રમનો સમય છે.

**પ્રશ્ન—પ્રમાદી બ્રૂતે**—એક મૂર્ખ માણસ કહેછે " સાંભળો, કન્યાઓને ભણાવવું શાસ્ત્રોક્ત નથી. કેમકે જ્યારે તે ભણશે ત્યારે મૂર્ખ પતીનો અપમાન કરી અહીં કાગળો લખી અન્ય પુરૂષો સાથે પ્રેમ કરી વ્યભિચાર કરશે "

**ઉત્તર—સજ્જનઃ સમાધત્તે**—શ્રેષ્ઠ માણસ તેનું સમાધાન કરેછે કે. " સાંભળો, ભાઇ, તમારા કહેવાથી તો એવું થયું કે કોઇ પુરૂષને પણ ભણાવવો ન જોઇએ. કેમકે તે પણ ભણીને મૂર્ખ સ્ત્રીનો અપમાન તથા ઘેરાગાદી છોડવી અહીં તહીં અન્ય સ્ત્રીઓ સાથે સ્હેલસપાટા કર્યા કરશે. "

**પ્રમાદી**—હા, પુરૂષ પણ ન ભણે તો સારૂં છે. કેમકે ભણેલા માણસો ચતુરાઇથી બીજાઓને ફસાવી, અપમાન કરી, પોતાની મતલબ સાધી લે છે.

**સજ્જન**:—સાંભળો, ભાઇ, આ વિદ્યા ભણવાનો દોષ નથીપણ આપ જેવા માણસોના સંગનો દોષ છે. અને જે ભણવું ભણાવવું ધર્મ તથા ઇશ્વરની વિદ્યાની વિરૂદ્ધ હોય તો તે મુખ્યત્વે કરીને ખરાબ કામોનું કારણ જણાય છે. પણ જે ભણવું-ભણાવવું ઉક્ત વિદ્યા સહિત હોય તો તે સર્વને સુખ તથા ઉપકાર કરનારૂં જ થાય છે.

**પ્રશ્ન**—કન્યાઓને ભણાવવામાં વૈદિક પ્રમાણ ક્યાં છે ?

**ઉત્તર**—સાંભળો પ્રમાણ—

**ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ॥**
**अ० वे० कां० ११ । अ० ३ । मं० १८ ॥**

જેમ છોકરાઓ બ્રહ્મચર્ય પાળે છે તેમ કન્યાઓએ પણ બ્રહ્મચર્ય પાળી, વર્ણોચ્ચારણથી તે વેદ સુધી શાસ્ત્રોને ભણી, પ્રસન્ન કરી, સ્વેચ્છાએ પૂર્ણ યુવા અવસ્થાવાળા વિદ્વાન પતિને વેદોક્ત રીતિએ ગ્રહણ કરવું. શું અધર્મી શિવાય કોઇ બીજો પુરૂષ હશે કે જે કોઇ પુરૂષ અથવા સ્ત્રીને વિદ્યા ભણવાથી રોકી મૂર્ખ રાખવાનું ઇચ્છે, અને વેદોક્ત પ્રમાણનો અપમાન કરી પોતાનું કલ્યાણ કરવા ચાહે ?

**પ્રશ્ન**—વિદ્યા કેવા ક્રમથી પ્રાપ્ત કરી શકાય છે ?

**ઉત્તર**—વર્ણોચ્ચાર, વ્યવહારની શુદ્ધિ, પુરૂષાર્થ, ધાર્મિક વિદ્વાનોનો સંગ, વિષયકથ-પ્રસંગનો ત્યાગ, સુવિચારથી વ્યાકરણ આદિ શબ્દ, અર્થ, તથા સંબંધને યથાયોગ્ય જાણી લઇ ઉત્તમ ક્રિયા કરી, સર્વથા સાક્ષાત્ કરતો જાય; જે વિદ્યાને માટે જે ગ્રંથ સાધનરૂપ સત્ય ગ્રંથ હોય તે ભણી વેદાદિ ભણવાને યોગ્ય ગ્રંથોના અર્થો જાણવા-આદિ કર્મો શીઘ્ર વિદ્વાન થવાનાં સાધન છે.

**પ્ર૦**—વગર ભણેલા મનુષ્યની શી ગતિ થાય છે.

**ઉ૦**—બે ગતિ થાય છે. એક સારી ને બીજી માઠી. સારી એને કહે છે કે જે માણસ વિદ્યા ભણવાનું સામર્થ્ય તો ન રાખે અને ધર્માચરણ કરવા ચાહે તો વિદ્વાનોનો સંગ અને પોતાના આત્માની પવિત્રતાથી તે અવિદ્-

કતાથી ધર્માત્મા અવસ્ય થઈ શકે છે. કેમકે સર્વ મનુષ્યો વિદ્વાન્ થવાનો તો સંભવ જ નથી પણ ધાર્મિક થવાનો સંભવ સર્વને માટે છે. જેમ પોતાને વાસ્તે સુખની પ્રાપ્તિ તથા દુઃખનો ત્યાગ, માન્ય થવુ ને અપમાન ન થવો, ઇત્યાદિની અભિલાષા કરીએ છીએ તો બીજાને માટે શા માટે ન કરવી? જો કોઇને કોઇ ચોરી અથવા કોઇ જુઠી જાળ લગાડે તો શું તેને તે સારૂં લાગે? શું જે જે કર્મ કરવામાં આપણા આત્મામાં શંકા, લજ્જા અને ભય નથી થતું તે ધર્મ છે એવું કોઇને નથી માલુમ પડતું? જે કોઈ વિરોધ અર્થાત આત્મામાં કંઇ અને વાણીમાં કંઈ જુદુંજ અને ક્રિયામાં વિલક્ષણતા કરેછે તે અધર્મી છે અને જેવું આત્મામાં તેવું વાણીમાં અને જેવું વાણીમાં તેવુંજ ક્રિયામાં જેનું આચરણ છે તે શું ધર્માત્મા નથી? પ્રમાણ—

**असुर्या नाम ते लोका अन्धेन तमसा वृताः ।**
**ताँस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥**
**य० अ० ४० । मं० ३ ॥**

અર્થ-( **ये** ) જે ( **आत्महन:** ) આત્મહત્યા કરનારા અર્થાત આત્મામાં જે જ્ઞાન છે તેથી વિરૂદ્ધ કહેનારા, માનનારા તથા કરનારા છે ( **ते** ) તેજ ( **लोका** ) લોક ( **असुर्या नाम** ) અસુર અર્થાત દૈત્ય, રાક્ષસ એવા નામવાળા માણસ છે; તે આ ( **अन्धेन तमसा वृता:** ) મહાન અધર્મરૂપી અંધકારથી યુક્ત થઇ જીવતાં અને મરણ પામીને ( **तान्** ) દુઃખદાયક દેહાદિ પદાર્થોને ( **अभिगच्छति** ) સર્વથા પ્રાપ્ત થાય છે. અને જેઓ આત્મરક્ષક અર્થાત આત્માની અનુકૂલજ કહેછે, માનેછે અને આચરણ કરેછે, તે માણસો વિદ્યારૂપી શુદ્ધ પ્રકાશથી યુક્ત થઇ દેવ અર્થાત વિદ્વાન નામથી પ્રખ્યાત છે. તેઓજ સદા સુખ મેળવી મરણ પછી પણ આનંદયુક્ત દેહાદિ પદાર્થોને પ્રાપ્ત થાય છે.

પ્ર૦—વિદ્યા અને અવિદ્યા કોને કહેછે?

ઉ૦—જેથી પદાર્થને યથાવત્ જાણી ન્યાયયુક્ત કર્મ કરવામાં આવે તે વિદ્યા અને જેથી કોઇ પદાર્થનું યથાવત જ્ઞાન ન થતાં અન્યાયરૂપી કર્મ કરવામાં આવે તે અવિદ્યા કહેવાય છે.

પ્ર૦—ન્યાય અને અન્યાય કોને કહેછે?

ઉ૦—જે પક્ષપાતરહિત સત્યાચરણ કરવું તે ન્યાય; અને જે પક્ષપાતથી મિથ્યા આચરણ કરવું તે અન્યાય કહેવાય છે.

પ્ર૦—ધર્મ કોને કહે છે?

ઉ૦—ન્યાયાચરણ, સર્વનું હિત કરવું આદિ જે કર્મો છે તે ધર્મ જાણો; અને અન્યાયાચરણ, સર્વનું અહિત કરવું આદિ જે કર્મો છે તેને અધર્મ જાણો.

## મહા મૂર્ખનું લક્ષણ.

એક પ્રિયાદાસનો ચેલો ભગવાનદાસ પોતાના ગુરૂ પાસે બાર વરસ સુધી ભણતો હતો. એક દિવસે તેણે ગુરૂને પૂછ્યું કે મને સંસ્કૃત બોલતાં આવડ્યું નહિ. ગુરૂએ કહ્યું કે સાંભળ, ભણવા ભણાવવાથી વિદ્યા આવડતી નથી પણ ગુરૂની કૃપાથી આવડી જાય છે. જ્યારે ગુરૂ પોતાની સેવાથી પ્રસન્ન થાય છે ત્યારે જેમ કુંચીઓથી તાળું ઉઘડી ઘરના સર્વ પદાર્થ ઝટ જોવામાં આવે છે તેમ તે એવી યુક્તિ બતાવી દેછે કે હૃદયના કપાટ ખુલી જઈ સર્વ પદાર્થવિદ્યા તરત આવડી જાય છે. સાંભળ, સંસ્કૃત બોલવાની તો સહજ યુક્તિ છે.

**ભગવાનદાસ**—મહારાજ, તે શું છે ?

**ગુરૂ**—સંસારમાં જેટલા શબ્દ સંસ્કૃત અથવા દેશી ભાષાના હોય તે ઉપર એક એક બિંદુ મૂકવાથી બધા શુદ્ધ સંસ્કૃત થઈ જાય છે.

**ચેલો**—વારૂ તો મહારાજ, લોટો, પાણી, રોટલી, દાળ, શાક આદિ શબ્દોપર બિંદુ મૂકવાથી કેવી રીતે સંસ્કૃત થઈ જાય છે ?

**ગુરૂ**—જો, લોંટોં, પાંણીં, રોંટલીં, દાંલં શાંકં !

**ચેલો**—વાહવાહ, ગુરૂવિના ક્ષણ માત્રમાં પૂરી વિદ્યા કોણ દેખાડી શકેછે ? ભગવાનદાસે પોતાના સ્થાનકે જઇ વિચાર કરી આ શ્લોક બનાવ્યોઃ-

**बांपं आंजां नंमं स्कृंत्यं परं पांजं तंथैवं चं ।**
**मंमां भंगंवांदांसेंनं गींतां टींकां कंरोंम्यंहंम् ॥**

જ્યારે તેણે સવારે ઉઠી ખુશી થઈ ગુરૂ પાસે જઈ શ્લોક સંભળાવ્યો ત્યારે તો પ્રિયાદાસજી પણ બહુ પ્રસન્ન થયા ને બોલ્યા કે જો ચેલા હોય તો તારાજ જેવા ગુરૂના વચન પર વિશ્વાસ રાખનારા હજો અને જો ગુરૂ હોય તો મારા જેવા હજો.

આવા મનુષ્યથી અળગા રહેવા વગર તેમને માટે બીજું શું ઔષધ છે !

પ્ર૦—વિદ્યા ભણતી સમયે અથવા ભણી રહ્યા પછી કોઈ બીજાને ભણાવે કે નહિ ?

ઉ૦—બરાબર ભણાવે. કેમકે ભણવા કરતાં ભણાવવામાં વિદ્યાની વૃદ્ધિ વધારે થાય છે. ભણીને પોતે એકલોજ વિદ્વાન રહેછે અને ભણાવ્યાથી

બીજો પણ થઈ જાય છે. ને ઉત્તરોત્તર કાળમાં વિદ્યાની વૃદ્ધિ થતીજ જાય છે. જે વિદ્યા પ્રાપ્ત કરી લેછે તે મનુષ્ય પરોપકારી ધાર્મિક અવશ્ય થાય છે. કેમકે જેમ આંધળો કૂવામાં પડી જાય છે તેમ દેખતો કદી પડતો નથી; અને અવિદ્યાની હાનિ આદિ પ્રયોજન વિદ્યા ભણાવવાથીજ સિદ્ધ થાય છે.

**ક્ષુદ્રબુદ્ધિ**—બધા વિદ્વાન થઈ જશે તો અમને કોણ પૂછશે અને પોતે પોતાની મેળેજ બધાં પુસ્તકો વાંચી અર્થ કરી સમજી લેશે. પાઠ પૂજામાં પણ નહિ બોલાવે. વિશેષ વિઘ્ન ધનાઢ્ય તથા રાજાઓને ભણાવવામાં છે. કેમકે તેમના ઉપર અમ લોકોની મોટી જીવિકા ચાલે છે.

જ્યારે કોઈ શૂદ્રે તેની પાસે ભણવાની ઈચ્છાથી જઈ કહ્યું:—મને આપ કંઈ ભણાવો. ત્યારે—

**અલ્પબુદ્ધિ**—તું કોણ છે, શું કામ કરેછે અને તારા ઘરમાં શો વ્યવહાર થાય છે.

**શૂદ્ર**—હું તો મહારાજ આપનો દાસ શૂદ્ર છું. કંઈક જમીનદારી ને ખેતીવાડી પણ કરૂં છું. ને ઘરમાં કંઈક લેણદેણનો પણ વ્યવહાર છે.

**નષ્ટમતિ**—છી, છી, છી, તને સાંભળવાનો ને અમને સંભળાવવાનો પણ અધિકાર નથી. જો તું તારો ધર્મ છોડી અમારો ધર્મ કરીશ તો નરકમાં નહિ પડે કે? હા, તને વેદોથી ભિન્ન બીજા ગ્રંથોની કથા સંભળાવવાનો તો અધિકાર છે; જ્યારે તારી સાંભળવાની ઈચ્છા હોય ત્યારે અમને બોલાવજે એટલે સંભળાવીશું. પણ તારી મેળે નહિ વાંચતો, નહિ તો અધર્મી થઈશ. જે કંઈ ભેટ પૂજા લાવ્યો હોય તે મૂકીને ચાલ્યો જા અને સાંભળ, અમારૂં વચન માની લે, નહિ તો તારી મુક્તિ કદી નહિ થાય. ઘણું કમાતો જા ને અમારી સેવા કર્યા કર; એમાંજ તારૂં કલ્યાણ થશે અને તારા પર ઈશ્વર પ્રસન્ન રહેશે.

**શૂદ્ર**—મહારાજ, મને તો ભણવાની ઘણી ઈચ્છા છે. શું વિદ્યા ભણવી તે ખરાબ વાત છે કે દોષ લાગે?

**બકવૃત્તિ**—બસ, બસ, તને કોઇએ ભંભેરી દીધો છે કે જે તું અમારી સામે પ્રત્યુત્તર કરેછે. અરેરે! શું કરૂં? કલિયુગ આવી ગયો છે. વિદ્યા ભણી અમારો ઉપદેશ ન માનતાં સૌ બગડી ગયા છે.

**શૂદ્ર**—શું મહારાજ, અમારીજ ઉપર કલિયુગે ચઢાઈ કરી છે કે જે અમનેજ ભણવાથી તથા મુક્તિથી રોકે છે?

**સ્વાર્થી**—હા, હા, જો સતયુગ હોત તો તું અમારી સામે આવી બડબડ કરી શકત ?

**શૂદ્ર**—વારૂ ત્યારે મહારાજ, જો આપ નથી ભણાવતા તો અમને જે કોઈ ભણાવશે તેના ચેલા થઈ જશું.

**અંધકારી**—સાંભળો ! કલિયુગમાં બીજું શુ થવાનું છે ?

**શૂદ્ર**—આપની અમે સેવા કરીએ તેના બદલામાં આપ અમને શું આપશો ?

**માર્જારલિંગી**—આશિર્વાદ.

**શૂદ્ર**—તે આશિર્વાદથી શું થશે ?

**ધૂર્ત**—તમારૂં કલ્યાણ.

**શૂદ્ર**—જો આપ અમારૂં કલ્યાણ ચાહો છો તો શું વિદ્યા ભણવાથી અકલ્યાણ થાય છે ?

**પોપ**—હવે શું તું અમારી સાથે શાસ્ત્રાર્થ કરે છે ?

**પ્રશ્ન**—પોપનો શું અર્થ છે ?

**ઉત્તર**—એ શબ્દ પરદેશની ભાષાનો છે. ત્યાં તો તેનો અર્થ પિતા તથા વડીલ થાય છે. પણ અહીં તો જે કેવળ ધૂર્તતા કરી પોતાની મતલબ સિદ્ધ કરે છે તેનું નામ પોપ છે.

**પ્રશ્ન**—જે વિદ્યા ભણ્યો હોય અને તેમાં ધાર્મિકતા ન હોય તો તેની વિદ્યાનું ફળ મળશે કે નહિ ?

**ઉત્તર**—કદી નહિ. કારણ કે વિદ્યાનું પણ એજ ફળ છે કે જેથી મનુષ્યે અવશ્ય ધાર્મિક થવું જોઇએ. જેણે વિદ્યાના પ્રકાશથી કંઈ પણ સારૂં સમજી તે ન કર્યું અને બુરૂં સમજી તે ન છોડયું તો તે શું ચોર જેવો નથી ? કેમકે ચોર પણ ચોરીને બુરી સમજતાં છતાં કરે છે, અને સાહુકારીને સારી સમજતાં છતાં નથી કરતો. તેજ પ્રમાણે જે ભણીને પણ અધર્મ નથી છોડતો તથા ધર્મને નથી અનુસરતો તે મનુષ્ય પણ ચોર જાણવો.

**પ્રશ્ન**—જ્યારે કોઈ માણુસ મનથી બુરૂં જાણે છે પણ કોઈ વિશેષ ભય આદિ નિમિત્તથી નથી છોડી શકતો અને સારૂં કામ નથી કરી શકતો, તો પણ શું તેને ગુણ વા દોષ થાય છે કે નહિ ?

**ઉત્તર**—દોષ જ થાય છે. કેમકે તેણે અધર્મ કર્યો હોય તેનું ફળ તો અવશ્ય મળશે. અને સમજતાં છતાં પણ ધર્મ ન કર્યો હોય તેને સખ્ત૩પ

ફળ કદી પણ નહિ મળે જેમ કોઈ મનુષ્ય કૂવામાં પડવું ખુરૂં જાણતાં છતાં પડે તો શું તેને દુઃખ નહિ થાય? અને સારે-માર્ગે ચાલવું ઉત્તમ સમજતાં છતાં પણ ન ચાલે તો તેને કદી સુખ થશે? તેથીજ કહ્યું છે કે:—

**यथा मतिस्तथोक्तिर्यथोक्तिस्तथा मतिः ।**
**सत्पुरुषस्य लक्षणमतो विपरीतमसत्पुरुषस्येति ॥**

સત્પુરૂષનું લક્ષણ એજ છે કે જેવું આત્માનું જ્ઞાન તેવું વચન તથા જેવું વચન તેવુંજ કર્મ કરવું. અને જેનું આત્માથી વિરૂદ્ધ મન, મનથી વિરૂદ્ધ વચન, અને વચનથી વિરૂદ્ધ કર્મ છે-તે જ અસત્પુરૂષનું લક્ષણ છે. માટે મનુષ્યોને ઉચિત છે કે સર્વ પ્રકારના પુરૂપાર્થ કરી અવશ્ય ધાર્મિક થવું.

**પ્રશ્ન**--પુરૂપાર્થ કોને કહેછે અને તેના કેટલા ભેદ છે?

**ઉત્તર**—ઉદ્યોગનું નામ પુરૂષાર્થ છે અને તેના ચાર ભેદ છે. એક, અપ્રાપ્તની ઇચ્છા; બીજો, પ્રાપ્તની યથાવત રક્ષા; ત્રીજો, રક્ષિતની વૃદ્ધિ; અને ચોથો, વૃદ્ધિ કરેલા પદાર્થને ધર્મમાં ખરચવો-એવા પુરૂપાર્થના ભેદ છે. જે ન્યાય તથા ધર્મ યુક્ત ક્રીયાઓએ કરીને અપ્રાપ્ત પદાર્થની અભિલાષા કરી ઉદ્યોગ કરવો; તે જ પ્રમાણે તેની સર્વે તરફથી રક્ષા કરવી કે જેથી તે પદાર્થ કોઈ પ્રકારે નષ્ટ ભ્રષ્ટ ન થાય; તેને ધર્મ યુક્ત વ્યવહારોથી વધારતા જવું; અને વધારેલા પદાર્થને ઉત્તમ વ્યવહારોમાં ખરચવો-એ ચાર ભેદ છે.

**પ્રશ્ન**—કેવી રીતે ક્રિયા વ્યવહારમાં તન, મન, ધન લગાડવું જોઇએ?

**ઉત્તર**—નીચે લખેલા ચારમાં:-વિદ્યાની વૃદ્ધિ, પરોપકાર, અનાથોનું પાલન, અને પોતાના સંબંધીઓની રક્ષા. વિદ્યાને માટે, શરીરનું આરોગ્ય અને તેથી યથાયોગ્ય ક્રિયા કરવી, મનથી અત્યંત પ્રયત્ન કરવો ને કરાવવો, ધનથી પોતાના સંતાન તથા અન્ય મનુષ્યોને વિદ્યા દાન કરવું તથા કરાવવું જોઇએ. પરોપકારને માટે શરીર તથા મનથી અત્યંત ઉદ્યોગ કરવો, અને ધનથી નાના પ્રકારના વ્યવહાર તથા કારખાનાં ઉભાં કરવાં કે જેથી અનેક મનુષ્ય કર્મ કરી પોતપોતાનું જીવન સુખથી કર્યા કરે. **અનાથ** એને કહેછે કે જેમનું સામર્થ્ય પોતાનું પાલન કરવા જેટલું પણ ન હોય-જેવા કે બાલક, વૃદ્ધ, રોગી, અપંગ આદિ છે-તેમને માટે પણ તન, મન તથા ધન ખરચી સુખી રાખી જેનાથી જે કામ બની શકે તેનાથી તે કામ સિદ્ધ કરવું જોઇએ કે જેથી કોઈ આળસુ થઈ નષ્ટ-બુદ્ધિ ન બને; અને પોતાના સંતાન આદિ મનુષ્યોને ખાન, પાન અથવા વિદ્યાની પ્રાપ્તિને માટે જેટલું તન, મન, ધન વાપરવામાં આવે-તેટલું થોડું છે. પરંતુ કોઇએ નકામા કદી ન રહેવું તથા રાખવું જોઇએ.

**પ્રશ્ન**—વિવાહ કરી સ્ત્રી પુરૂષ આપસમાં કેવી રીતે વર્તે?

**ઉત્તર**—કદી પણ કોઇ કોઇ સાથે અપ્રિય આચરણ ન કરે, અર્થાત્ જે જે વ્યવહારથી એક બીજાને કષ્ટ થાય એવું કામ ન કરે. જેમકે વ્યભિચારાદિ ન કરે. એક બીજા જોઇ પ્રસન્ન થાય એક બીજાની સેવા કરે. પુરૂષે ભોજન, વસ્ત્ર, આભૂષણ તથા પ્રિય વચન આદિ વ્યવહારોથી સ્ત્રીને સદા પ્રસન્ન રાખવી અને ઘરનું સર્વ કૃત્ય તેને સ્વાધીન કરવું. સ્ત્રીએ પણ પોતાના પતિને પ્રસન્ન વદન, ખાનપાન, પ્રેમભાવ આદિથી સદા હર્ષિત રાખવો, કે જેથી ઉત્તમ સંતાન થાય ને સદા એકમાં આનંદ વધતો જાય.

**પ્રશ્ન**—એમ ન કરે તો શું નુકસાન છે?

**ઉત્તર**—સર્વસ્વ નાશ. કેમકે પરસ્પર પ્રીતિ વગર ગૃહસ્થાશ્રમના કિંચિત સુખની, ઉત્તમ સંતાનની તથા પ્રતિષ્ઠા અથવા લક્ષ્મી આદિ શ્રેષ્ટ પદાર્થોની કદી પણ પ્રાપ્તિ થતી નથી મનુજી શું કહે છે તે સાભળોઃ—

**सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥२॥ अ० ४**

જે કુળમાં સ્ત્રીથી પુરૂષ તથા પુરૂષથી સ્ત્રી આનંદિત રહેછે તેમાંજ નિશ્ચયે કરીને કલ્યાણ સ્થિત રહે છે. પણ એ વાત ત્યારે થશે કે જ્યારે બ્રહ્મચર્યથી વિદ્યા, શિક્ષા ગ્રહણ કરી યુવાવસ્થામાં પરસ્પર પરીક્ષા કરી પ્રસન્નતાપૂર્વક સ્વયંવર વિવાહ થાય. કેમકે, બાલ્યાવસ્થામાંના વિવાહથી વિદ્યા, ઉત્તમ પ્રજા અને સુખની જેટલી હાનિ થાય છે તેટલોજ સુખનો લાભ બ્રહ્મચર્યથી શરીર તથા આત્માની પૂર્ણ યુવાવસ્થામાં પરસ્પર પ્રેમથી વિવાહ કરવાથી થાયછે. જે માણસો પરસ્પર પ્રેમથી સ્વયંવર વિવાહ કરી સંતાનને ઉત્પન્ન કરેછે તેમના સંતાન પણ એવા યોગ્ય થાય છે કે તે લાખોમાં એક જ હોય છે. તેઓમાં બુદ્ધિ, બળ, પરાક્રમ, ધર્મ તથા સુશીલતા આદિ શુભ ગુણ અપૂર્વ છતાં મહા ભાગ્યશાળી કહેવડાવી પોતાના કૂળને અતિ પ્રશંસિત કરી દે છે.

**પ્રશ્ન**—મનુષ્યપણું કોને કહે છે?

**ઉત્તર**—આ મનુષ્ય જાતિમાં એક એવો ગુણ છે કે તેવો કોઇ બીજી જાતિમાં નથી જડી આવતો.

**પ્રશ્ન**—તે ગુણ કિયો?

**ઉત્તર**—જેટલા મનુષ્યથી ભિન્ન જાતિના પ્રાણી છે તેમનામાં બે પ્રકારનો સ્વભાવ છે. બલવાનથી ડરવું ને નિર્બળને ડરાવવું તથા પીડા દઇ

અર્થાત બીજાના પ્રાણ પણ લઇ પોતાની મતલબ સાધવી—એ જોવામાં આવે છે. જે માણસનો એવો જ સ્વભાવ છે તેની પણ એજ જાતિઓમાં ગણના કરવી યોગ્ય છે. પણ જે નબળાં પર દયા કરવી, ઉપકાર કરવો તથા નબળાને પીડા દેનારા અધર્મી બળવાનોનો જરા પણ ડર કે શંકા ન રાખતાં એમને પરપીડા કરતાં અટકાવી નબળાંની રક્ષા તન, મન તથા ધનથી સર્વદા કરવી એજ મનુષ્ય જાતિનો નિજનો ગુણ છે. કેમકે જે બુરાં કામ કરવામાં ભય રાખે છે અને સત્ય કામ કરવામાં કિંચિત પણ ભય કે શંકા નથી કરતા તેજ મનુષ્ય ધન્યવાદને પાત્ર કહેવાય છે.

**પ્રશ્ન**—કેમ સાહેબ, હમેશ સત્યથી તો કોઇ વ્યવહાર સિદ્ધ નથી થઇ શકતો; જુઓ, વ્યાપારમાં સત્ય વાત કહે તો કોઇ પદાર્થનું વેચાણ નથી થતું; હારજીતના વ્યવહારોમાં મિથ્યા સાક્ષી ન ઉભા કરીએ તો હારી જવાય: ઇત્યાદિ હેતુઓથી સર્વ સ્થળે સત્ય ભાષણ આદિ કેમ કરી શકાય ?

**ઉત્તર**—એ વાત મૂર્ખતાની છે. જેમકેઃ—

કોઇ ગામમાં લાલભટ રહેતા હતા. તેને પાંચ, પચાસ ગામવાળા લોક મહાપંડિત તથા ગુરૂ માનતા હતા. એક દિવસે રાત્રે કોઇ રાજાનો હાથી તેજ ગામની પાસેથી કોઇ બીજે સ્થળે ચાલી ગયો હતો. તેનાં પગલાં જ્યાં ત્યાં માર્ગમાં પડ્યાં હતાં. તે જોઇ ગામના ખેડુતો એકમેકને પૂછવા લાગ્યા કે ભાઇઓ આ તે શું છે ? દરેક જણે પોતે નથી જાણતો એમ કહ્યું. પછી બધાએ એક મત થઇ લાલ ભટને બોલાવી પૂછ્યું કે તમારા વિના કોઇ પણ આનું સમાધાન નહિ કરી શકે. કહો કે આ કોનાં પગલાં છે ? તે રડયો અને રડીને પછી હસ્યો ત્યારે લોકોએ પૂછ્યું કે તમે કેમ રડ્યા ને વળી હસ્યા ? ત્યારે તે બોલ્યો કે "જ્યારે હું મરી જઇશ ત્યારે આવી આવી વાર્તાનો જવાબ મારા વિના કોણ દઇ શકશે ? અને હસ્યો એટલા માટે કે આનો ઉત્તર તો સહેજ છે—

લાલભટે તો જાણિયું, અન્ય ન જાણે કોઇ,
પગમાં ઘંટી બાંધીને, હરણું કૂદ્યું કોઇ !

જંગલમાં હરણ હોય છે-તે કોઇ જંગલી માણસની ઘંટીનાં પડ પોતાના પગમાં બાંધી કૂદતું ચાલી ગયું છે." આ સાંભળી બધા લોકોએ વાહ વાહ કરી તેને ધન્યવાદ આપ્યો કે તમારા જેવો પૃથ્વી ઉપર કોઇ પણ પંડિત નથી કે જે આવી આવી વાતોનો ઉત્તર આપી શકે !

હવે આ લાંલભટ ગામની તરફ આવતો જ હતો એટલામાં ગામડાની એક સ્ત્રી જંગલમાંથી બોર લાવી અને પોતાનો છોકરો જે થાંભલાને બાઝીને ઊભો હતો. તેને કહ્યું કે બેટા, આ બોર લે. તે છોકરો હાથની અંજલિ કરી બોર લઇ લીધા; પણ થાંભલો બે હાથની વચ્ચે આવવાથી તેનું મોં બોર સુધી ન પહોંચવાથી તે રડવા લાગ્યો. તેને રડતો જોઇ-તેની મા અને બાપ પણ રડવાં લાગ્યાં, કે હાય, અમારા છોકરાને થાંભલાએ પકડી લીધો છે! તે સાંભળી તેમના પાડપડોસી આવ્યા ને તેઓ પણ રડવા લાગ્યા કે હાય હાયરે બાપ! આ છોકરાને થાંભલાએ કેવો પકડી રાખ્યો છે! ત્યારે કોઇ બોલી ઉઠયું કે લાલભટને બોલાવો તેના વગર કોઇ પણ આ છોકરાને નહિ છોડાવી શકે. ત્યારે એક જણ તેને જલદીથી તેડી લાવ્યો. પછી તેને પૂછ્યું કે આ છોકરો કેમ છુટો થશે ? ત્યારે તેણે કહ્યું "સાંભળો. બે પ્રકારે આ છોકરો છુટી શકશે. એક તો એ કે કુહાડી લાવી છોકરાના હાથ કાપી નાખો-હમણા છુટી જશે! અને બીજો ઉપાય એ છે કે પ્રથમ છાપરૂં ઉતારો અને પછી છોકરાને થાંભલા ઉપરથી લઇ નીચે ઉતારો." ત્યારે છોકરાના બાપે કહ્યું "અમે ગરીબ માણસ છીએ, અમારૂં છાપરૂં, ટુટી જશે તો પાછું ચડાવવું મુશ્કેલ છે." ત્યારે લાલભટે કહ્યું "ત્યારે પછી શું જોઇ રહ્યા છો, લાવો કુહાડી!"

કુહાડી લાવી જેવો તે છોકરાનો હાથ કાપવા જતા હતા તેવામાં એક બુદ્ધિમતી સ્ત્રી બીજા ગામથી આ ગડબડ સાંભળી ત્યાં આવી પહોંચી, ને આ સઘળું જોઇ તે બોલી, એનો હાથ ના કાપશો હું એ છોકરાને છુટો કરૂં છું. પછી તે થાંભલા પાસે ગઇ અને છોકરાની અંજલિ તળે પોતાના હાથની અંજલિ કરી બોલી બેટા, હાથમાંના બોર મૂકી દે પછી તે બોર મૂકી દઇને અલગ થઇ ગયો, ને તે સ્ત્રીએ તેના હાથમાં બોર આપ્યાં ને તે ખાવા લાગ્યો. લાલભટ આથી બહુ ગુસ્સે થઇને બોલ્યા કે આ છોકરો ૭ માસની અંદર મરી જશે. કેમકે જેમ મેં કહ્યું હતું તેમ કરતે તો મરત નહિ. ત્યારે તેનાં માબાપ ગભરાઇને બોલ્યાં હવે શું કરવું ? ત્યારે તે સ્ત્રીએ સમજાવ્યાં કે "એ વાત જૂઠી છે. જો હાથ કાપવાથી છોકરો હમણાજ મરી જતે તો તમે શું કરત. મરણથી બચવાનું કંઇ પણ ઓસડ નથી" ત્યારે તેમનો ગભરાટ મટી ગયો.

એ મુજબ જે માણુસ મહા મૂર્ખ છે તે એવું સમજે છે કે સત્યથી વ્યવહારનો નાશ થાય છે અને અસત્યથી વ્યવહારની સિદ્ધિ થાય છે. પણ કોઇ માણુસ એક વાર કોઇ વ્યવહારમાં જૂઠો માલૂમ પડે છે તો તેની પ્રતિષ્ઠા તથા વિશ્વાસ સર્વે નાશ પામે છે, અને તેના સર્વે વ્યવહાર નષ્ટ થઇ જાય છે. અને જે સર્વે વ્યવહારોમાં જૂઠું છોડી સત્ય જ બોલે છે તેને લાભ જ થયા કરે છે ને હાની કદી થતી નથી. કેમકે સત્ય વ્યવહાર કરવો તેનું નામ ધર્મ અને તેથી વિપરીત વ્યવહારનું નામ અધર્મ છે. ધર્મનું સુખલાભ રૂપી ફળ અને અધર્મનું દુઃખલાભ રૂપી ફળ શું નથી મળતું ? પ્રમાણ—

**इदमहमनृतात्सत्यमुपैमि ॥ यजुः । १ । ५ ॥**
**सत्यमेव जयति नानृतं सत्येन पन्थाः विततो देवयानः ।**
**येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्यपरमं निधानम् ।**
**मुण्ड० ३ खं० १ मं० ६ ॥**
**न सत्यात्परमो धर्मोनानृतात्पातकं परम् ॥ इत्यादि ॥**

**અર્થ**—મનુષ્યમાં મનુષ્યપણું તેજ છે કે સર્વથા અસત્ય વ્યવહારોને છોડી સત્ય વ્યવહારોનું ગ્રહણ સદા કરે. કેમકે, સર્વદા સત્યનીજ જય અને અસત્યનો પરાજય થાય છે. માટે જે સત્યપર ચાલી ધાર્મિક ઋષી લોક જ્યાં સત્યનો સાગર જે પરમાત્મા છે તેને પ્રાપ્ત થઈ ગયા અને હાલ પણ થાય છે તે સત્યનું સેવન મનુષ્યોએ શા માટે ન કરવું જોઇએ ? એ તો નિશ્ચિત છે કે સત્ય વિના બીજો કોઇ ધર્મ નથી ને અસત્ય વિના બીજો કોઇ અધર્મ નથી. માટે તેજ મનુષ્યને ધન્ય છે કે જે સર્વ વ્યવહારો સત્યથી કરે છે અને અસત્ય યુક્ત કર્મ જરા પણ નથી કરતા.

• **દૃષ્ટાંત**—કોઈ એક અધર્મી મનુષ્યે કોઈ અધર્મીની દુકાનપર જઇ પૂછ્યું કે આ કાપડ કેટલે આને ગજ આપશો? તે બોલ્યો, સોળ આને; તમે પણ કંઈ બોલો. વેપારી તથા ગ્રાહક બેઉ જાણતાજ હતા કે એ દશ આને ગજનું કાપડ છે, પણ અધર્મી જુઠું બોલવાથી કદી ડરતા નથી.

**ગ્રાહક**—છ આને ગજ આપો અને ખરેખરી આપવાની વાત કરો.

**વેપારી**—ઠીક, તો તમને બે આના મૂકી દઉં છું, ચૌદ આના આપો.

**ગ્રાહક**—છે તો નુકસાન, પણ સાત આના લો.

**વેપારી**—વારૂ તો ખરેખરૂં કહું ?

**ગ્રાહક**—હા.

**વેપારી**—ચાલો, એક આનો ખોટ તો ખોટ તમારે લેવું હોય તો તેર આના આપો.

**ગ્રાહક**—હું ખરેખરૂં કહું છું કે એના આઠ આનાથી વધારે તમને કોઈ નહિ આપે.

**વેપારી**—તમારે લેવું હોય તો લો, ને ન લેવું હોય હોય તો ન લો, પરમેશ્વરના સોગન્દ, બાર આને ગજ મને પડયું છે, તમને સારા માણસ સમજી આપું છું,

**ગ્રાહક**—ધર્મના સોગંદ હું સાચું કહું છું, તમારે આપવું હોય તો આપો, પછી પસ્તાશો; હું તો બીજી દુકાનેથી લઈ લઈશ. શું તમારી એક જ દુકાન છે. નવ આને ગજ આપી દો નહિ તો હું આ ચાલ્યો !

**વેપારી**—તમે આવું કાપડ કદી લીધું પણ છે ? નવ આને ગજ લાવો; હું સો રૂપીઆનું રાખું છું.

ગ્રાહક ધીરે ધીરે ચાલવા માંડે છે કે મને તે બોલાવે છે કે નહિ ? વેપારી આડી નજરે જોઈ રહે છે કે તે પાછો ફરે છે કે નહિ ? જ્યારે તે પાછો ન ફર્યો ત્યારે બોલ્યો, સાંભળો, આમ આવો.

**ગ્રાહક**—શું કહો છો ? નવ આને આપવું છે ?

**વેપારી**—આ લો, ધર્મથી કહું છું કે અગિઆર આના તો આપશો ?

**ગ્રાહક** સાડા નવ આના લો એમ કહી, જરા આગળ ચાલે છે. વેપારીએ જોયું કે વાત હાથથી જાય છે !

**વેપારી**—અરે આવો, આવો.

**ગ્રાહક**—શા માટે તમે વિલંબ કરો છો ? નકામો વખત જાય છે.

**વેપારી**—મારા છોકરાના સોગંદ છે જો તમે આ નહિ લો તો પસ્તાશો. હવે હું ખરૂંજ કહું છું. સાડા દશ આના આપો નહિ તો તમારી મરજી.

**ગ્રાહક**—મારા સોગંદ છે; તમે બે આના વધારે લો છો. પણ, કંઈ નહિ, દશ આના આપુ છું. એટલાનો માલ તો નથી.

**વેપારી**—વારૂ, સવા દશ આના આપશો ?

**ગ્રાહક**—નહિ, નહિ.

**વેપારી**—વારૂ, આવો-બેસો; કેટલા ગજ ફાડું ?

**ગ્રાહક**—સવા ગજ.

**વેપારી**—અરે જરા વધારે તો લો !

**ગ્રાહક**—ઠીક, છે હાલ તો નમૂનો લઈ જાઉં છું, હવે તમારી દુકાન જોઇ છે, ફરીથી કોઇ વાર આવીશ તો વધારે લઇ જઇશ.

વેપારીએ ભરવામાં જરા ગજ સરકાવ્યો !

**વેપારી**—અરે, જુઓ તો, કેમ ભરો છો ?

**ગ્રાહક**—શું તમને વિશ્વાસ નથી આવતો ? અમે વેપારી છીએ કે મસ્કરી છે ? કદી જૂઠું કહીએ છીએ કે કરીએ છીએ ?

**વેપારી**—હા, હા ! તમે મોટા સત્યવાદી છો ! એક રૂપીઓ કહીને દશ આના સુધી આવ્યા ! છ આના ઘટાડ્યા ને અનેક સોગંદ ખાધા !

**ગ્રાહક**—વાહ વાહ, તમે પણ મોટા સત્યવાદી છો ! છ આના કહી દશ આના સુધી આપવાને તૈયાર થયા ! અનેક સોગંદ ખાઇને પાછા આવ્યા ! વેપાર તો જૂઠ વગર કદી પણ થઇ શકતો નથી !

**વેપારી**—તું તો જબરો જૂઠો છે ?

**ગ્રાહક**—શું તું પણ નથી ? એક ગજ કાપડને માટે કોઇ પણ સારો માણસ આટલી કટ કટ કરે છે !

**વેપારી**—તું જૂઠો ને તારો બાપ પણ જૂઠો ! અમારી સાત પેઢીમાં કોઇ પણ જૂઠું છે ?

**ગ્રાહક**—તું જૂઠો ને તારી સાત પેઢી પણ જૂઠી !

ગ્રાહકે જોડો કાઢી એક ચોડી દીધો. વેપારીએ ઝટ ગજ માર્યો. આજુબાજુના દુકાનદારોએ જેમ તેમ કરીને છોડાવ્યા.

**વેપારી**—ચલ જા, તારા જેવા લાખો દીઠા છે !

**ગ્રાહક**—ચલરે, તારા જેવા જુગારીઆ-કુટપુંજીઆ દુકાનદાર મેં કરોડો જોયા છે !

**આડોસીપાડોસી**—અરે પણ, જુઠ વિના કદી સોદો પણ થાય છે ? જાઓ, જાઓ, તમે તમારી દુકાન ઉપર બેસો, ને જાઓ તમે તમારે ઘેર !

**વેપારી**—અરે, એ તો મહાન્ દુષ્ટ માણસ છે.

**ગ્રાહક**—મોં સાંભળીને બોલ, સમજ્યો ?

**વેપારી**—શું કરશે તું ?

**ગ્રાહક**—મેં જે કર્યું તે તેં જોઇ લીધું, ને હજી જોવું હોય તો દેખાડું ?

**વેપારી**—ગજનો સપાટો ભુલી ગયો કેમ ?

બેઉ જણુ પાછા લડવા દોડે છે-લોકો જેમ તેમ કરીને છુટા પાડેછે! જુઠા લોકોની સર્વત્ર આ પ્રમાણે દુર્દશા થાય છે.

**ધાર્મિકોના દૃષ્ટાંતઃ—ગ્રાહક**—આ શાલની કેટલી કીમત છે ?

**વેપારી**—પાંચસો રૂપીઆ.

**ગ્રાહક**—ઠીક છે લો આ પૈસા.

**વેપારી**—લો આ શાલ.

સાચા દુકાનદાર પાસે કોઈ જૂઠો ગ્રાહક ગયો અને તેણે એક શાલની કીમત પૂછી.

**વેપારી**—એની કીમત અઢીસો રૂપીઆ છે.

**ગ્રાહક**—બસો રૂપીઆ લો.

**વેપારી**—જાઓ અહીં તમારે માટે માલ નથી.

**ગ્રાહક**—અરે પણ કંઈ તો ઓછું લો।

**વેપારી**—અહીં જૂઠનો વ્યવહાર નથી, અને વધારે બોલવાની જરૂર પણ નથી. લેવી હોય તો લો, નહિ તો ચાલી જાઓ.

ગ્રાહક બીજી દુકાને ફર્યો, શાલો જોઈ, કીમત પૂછી અને ફરીને સાંજ આવ્યો અને અઢીસો રૂપીઆ આપી તે શાલ લઈ ગયો !

કોઈ સાચો ગ્રાહક જૂઠા દુકાનદારને ત્યાં ગયો અને પૂછયું-આ પીતાંબરનું શું લેશો ?

**વેપારી**—પચીશ રૂપીઆ.

**ગ્રાહક**—બાર રૂપીઆની છે-આપવી હોય તો આપો. ( એમ કહી તેણે ચાલવા માંડયું. )

**વેપારી**—અરે, અઢાર આપો-લો.

**ગ્રાહક**—ના.

**વેપારી**—ચૌદ આપો.

**ગ્રાહક**—ના.

**વેપારી**—તેર આપો.

**ગ્રાહક**—ના.

**વેપારી**—વારૂ તો સાડાબાર જ આપો !

**ગ્રાહક**—ના.

**વેપારી**—સવાબાર ?

**ગ્રાહક**—ના.

**વેપારી**—ઠીક લેઓ ત્યારે—બારજ આપો.

**ગ્રાહક**—આ લો રૂપીઆ—લાવો.

એ પ્રમાણે ધાર્મિકોને સદા લાભજ લાભ થાય છે અને જૂઠાઓની દુર્દશા થાય છે અને દેવાળાં નીકળે છે. માટે સર્વ મનુષ્યોને માટે એ જ ઉચિત છે કે સર્વથા જૂઠને છોડી સત્યનોજ વ્યવહાર કરવો. એથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પામી સદા આનંદમાં રહે છે.

**પ્રશ્ન**—મનુષ્યનો આત્મા સદા ધર્મયુક્ત અને અધર્મયુક્ત કેવા કર્મોથી થાય છે ?

**ઉત્તર**—જ્યાં સુધી મનુષ્ય સર્વાંતરયામી, સર્વદ્રષ્ટા, સર્વ વ્યાપક, સર્વ કર્મોના સાક્ષી એવા પરમાત્માનો ડર રાખે છે, ( કેમકે એવું કોઈ પણ કર્મ નથી કે જેથી ઇશ્વર અજાણ્યો હોય. ) જ્યાં સુધી મનુષ્યમાં સત્ય વિદ્યા, સુશિક્ષા, સત્પુરૂષોનો સંગ, ઉદ્યોગ, જીતેંદ્રિય, બ્રહ્મચર્ય આદિ ગુણો છે, અને જ્યાં સુધી તે ઉપજ પ્રમાણે ખરચ કરે છે, ત્યાં સુધી મનુષ્ય ધર્માત્મા થાય છે. એથી વિપરીત આચરણ અથવા કર્મોથી મનુષ્ય ધર્માત્મા કદી પણ થઈ શકતો નથી. કેમકે જે રાજા આદિ અલ્પજ્ઞ મનુષ્યોનો ડર રાખે છે અને ઇશ્વરનો ડર નથી રાખતો તે કેવી રીતે ધર્માત્મા થઈ શકે ? તેને રાજા આદિને સામે બહારની અધર્મયુક્ત ચેષ્ટા કરવામાં ડર ઉત્પન્ન થાય છે પરંતુ આત્મા અને મનમાંની બુરી ચેષ્ટા કરવામાં કંઈ પણ રહેતો નથી; કેમકે તેઓ અંદરના કર્મો જાણી શકતા નથી. અને આત્મા અને મનનો નિયમ કરનાર રાજા, એક આત્મા અને બીજો પરમેશ્વર છે; પરંતુ મનુષ્ય નથી. અને પરમેશ્વરનો ડર ન રાખનારા મનુષ્યો એકાંતમાં જ્યાં રાજા આદિ મનુષ્યોને જોતા નથી ત્યાં બહારનાં ચોરી આદિ દુષ્ટ કર્મો કરવામાં પણ શંકા કરતા નથી.

**દૃષ્ટાંત**—એક ધાર્મિક વિદ્વાનની પાસે ભણવા માટે બે નવીન વિદ્યાર્થીઓ આવ્યા અને કહ્યું કે અમને ભણાવો. વિદ્વાને કહ્યું કે "ઠીક છે. તમને ભણાવીશું; પણ અમે કહીએ તે એક કામ તમે બેઉ જણ કરી આવો. આ બે છોકરાને એક એક જણ એકાંતમાં લઈ જઈ જ્યાં કોઈ પણ ન

જોતું હોય ત્યાં એનો કાન પકડી બે ચાર વાર શીઘ્ર ઉઠબેસ કરાવી ધીરેથી તેને એક તમાચો મારજો " એ પ્રમાણે તેઓ એક એક છોકરાને લઈ ગયા. એમાંના એક જણે ચારે બાજુએ જોયું કે કોઈ જોતું નથી એટલે તે પ્રમાણે કરી આવતો રહ્યો. બીજો જે ગયો તે પંડિતના વચનના અભિપ્રાયનો વિચાર કરવા લાગ્યો કે "મને આ છોકરો અને હું આ છોકરાને તો જોઉં છું! કેવી રીતે હું એને એકાંતમાં લઇ જાઉં?" તેથી તે પંડિત પાસે પાછો આવ્યો. જે પહેલાં આવ્યો હતો તેને પંડિતે પૂછયું કે અમે કહ્યું હતું તેમ તું કરી આવ્યો? તેણે કહ્યું, હા. પંડિતે પછી બીજાને પૂછયું કે અમે જે કહ્યું હતું તે તું કરી આવ્યો? તેણે કહ્યું–" ના, કેમકે આપે મને કહ્યું હતું જ્યાં કોઈ ન જોતું હોય ત્યાં આ કામ કરજો, તો એવું સ્થાન મને ક્યાંયે મળતું નથી. પ્રથમ તો હુંજ આ છોકરાને અને આ છોકરો મને જોતો હતો." આ સાંભળી પંડિતે કહ્યું કે "તું બુદ્ધિમાન તથા ધાર્મિક છે. મારી પાસે ભણ." અને બીજાને કહ્યું "કે તું ભણવાને લાયક નથી. અહીંથી જતો રહે."

એજ પ્રમાણે જોતાં કોઈ પણ સ્થાન અથવા કર્મ એવું છે કે જેને આત્મા અને પરમાત્મા જોતા નથી? જે માણશ એ પ્રમાણે આત્મા અને પરમાત્માની સાક્ષીને અનુકૂળ કર્મ કરે છે, તેઓજ ધર્માત્મા કહેવાય છે.

**પ્રશ્ન**—સર્વ મનુષ્યોને વિદ્વાન અથવા ધર્માત્મા થવાનો સંભવ છે કે નહિ?

**ઉત્તર**—સર્વે વિદ્વાન્ થાય એવો તો સંભવ નથી પણ જો ધર્માત્મા થવાની ઇચ્છા કરે તો હર કોઈ થઈ શકે છે. અવિદ્વાન્ લોક બીજાઓને ધર્મમાં નિશ્ચય કરાવી શકતા નથી, અને વિદ્વાન્ જો ધાર્મિક હોય તો અનેક મનુષ્યોને પણ ધાર્મિક બનાવી શકે છે. કોઇ ધૂર્ત મનુષ્ય અવિદ્વાનને ભોળવીને અધર્મમાં પ્રવૃત્ત કરી શકે છે, પરંતુ વિદ્વાનને અધર્મમાં કદી ચલાવી શકતા નથી. કેમકે જેમ દેખતો માણુસ કૂવામાં કદી પડતો નથી, પણ આંધળો પડે એવો સંભવ હોય છે, તેમ વિદ્વાન્ સત્યાસત્યને જાણી તેમાં નિશ્ચિત રહી શકે છે અને અવિદ્વાન્ ઠીક સ્થિર રહી શકતા નથી.

**દૃષ્ટાંત**—એક કોઈ અવિદ્વાન્ રાજા હતો. તેના રાજમાંના એક ગામમાં કોઈ મૂર્ખ ભિક્ષુક બ્રાહ્મણ હતો. તેની સ્ત્રીએ તેને કહ્યું કે "આજકાલ ભોજન પણ મળતું નથી. બહુ કષ્ટ વેઠવું પડે છે. માટે તમે પહેલાં દાનાધ્યક્ષ પાસે જાઓ. તે રાજા પાસે જઈ કંઈ જપ અનુષ્ઠાન કરાવવાનું

કહેશે." તે સાંભળી બ્રાહ્મણે તે પ્રમાણે જ્યારે દાનાધ્યક્ષ પાસે જઈ પોતાનો હેવાલ કહ્યો અને કહ્યું કે આપ મારી કંઈ જીવિકા કરાવી આપો.

**દાનાધ્યક્ષે** કહ્યું—મને શું આપશો!

**અર્થી**—જે તમે કહેશો તે.

**દાનાધ્યક્ષ—अर्द्धं अर्द्धं स्वाहा.**

**અર્થી**—મહારાજ, હું ન સમજ્યો તમે શું કહ્યું તે.

**દાનાધ્યક્ષ**—જો, અડધું અમને આપે અને અડધું તું લે તો તારી જીવિકા કરાવી આપું.

**સ્વાથ**—જેવી તમારી ઇચ્છા હોય તેમ કરો

**દાનાધ્યક્ષ**—ઠીક ત્યારે, ચલ રાજા પાસે.

**સ્વાર્થી**—ચલો.

ખુશામતીઆઓથી સભા ભરાઈ હતી ત્યાં બેઉ પહોંચ્યા. અને

**દાનાધ્યક્ષે** કહ્યું—આ ગોબ્રાહ્મણ છે. એની કંઈ પણ જીવિકા બાંધી આપો. તે આપના જપ અનુષ્ઠાન કર્યા કરશે.

**રાજા**—ઠીક, જેમ આપ કહો તેમ.

**દાનાધ્યક્ષ**—દશ રૂપીઆ માસિક મળવા જોઇએ.

**રાજા**—બહુ સારૂં.

**દાનાધ્યક્ષ**—છ માસનું પહેલાં મળવું જોઇએ.

**રાજા**—ઠીક છે કોશાધ્યક્ષ? એને છ મહિનાનો પગાર ગણીને આપી દો.

**કોશાધ્યક્ષ**—જેવી આજ્ઞા.

જ્યારે સ્વાર્થી રૂપીઆ લેવા ગયો ત્યારે કોશાધ્યક્ષે કહ્યું—મને શું આપીશ?

**સ્વાર્થી**—આપ પણ એક બે લેજો.

**કોશાધ્યક્ષ**—નહિ, દશથી ઓછા નહિ લઇએ. નહિ તો પછી આજે રૂપીઆ નહિ મળે. પછી આવજો.

એટલામાં દાનાધ્યક્ષે એક નોકરને બોલાવીને કહ્યું કે તેને અમારી પાસે લઇ આવો. એટલામાં કોશાધ્યક્ષજીએ પણ દશ રૂપીઆ ઉડાવી લીધા. બાકીના પચાસ રૂપીઆ લઇ તે રસ્તે પડ્યા. રસ્તામાં દાનાધ્યક્ષના નોકરે કહ્યું મને પણ કંઇ આપ.

**સ્વાર્થી**—ઠીક ભાઈ, લે, તું પણ એક રૂપીઓ લે.

**નોકર**—લાવ.

જ્યારે તે દરવાજા આગળ આવ્યો ત્યારે સિપાઇઓએ રોકી પૂછ્યું—કોણ ? તમે શું લઈ જાઓ છો ?

**નોકર**—હું દાનાધ્યક્ષનો નોકરછું.

**સિપાઇ**—આ કોણ છે ?

**નોકર**—જપાનુષ્ટાની.

**સિપાઈ**—કંઈ મળ્યુ ?

**નોકર**—તે તો એ જાણે- કહે ભાઈ શું મળ્યું ?

**સ્વાર્થી**—જેટલું તમ લોકોથી બચાને ઘેર લઇ જાઉં તેટલુજ મળ્યું.

**સિપાઇ**—અમને પણ કંઇ આપી જા.

**સ્વાર્થી**—લે. આઠ આના તું લે.

**સિપાઇ**—લાવ.

અહીં દાનાધ્યક્ષ ગભરાયો કે તે નહાશી તો નથી ગયો. તેણે બીજા નોકરોને કહ્યું કે જુઓ, તે ક્યાં ગયો ? એટલામાં તો તે સ્વાર્થી આદિ આવી પહોંચ્યા.

**દાનાધ્યક્ષ**—લાવ, રૂપીઆ ક્યાં છે ?

**સ્વાર્થી**—લો આ ૪૮ રૂપીઆ છે.

**દાનાધ્યક્ષ**—વાહવાહ, બાર રૂપીઆ ક્યાં છે ? ( સ્વાર્થીએ જે બન્યું તે કહ્યું ત્યારે ) ઠીક તો, ચાર મારા ગયા અને આઠ તારા ગયા.

**સ્વાર્થી**—ઠીક છે, જેવી તમારી મરજી.

તે પછી છવ્વીસ રૂપીઆ દાનાધ્યક્ષે લીધા અને બાવીસ રૂપીઆ સ્વાર્થીએ લીધા અને કહ્યું કે હું ઘેર જઈ આવુંછું, કાલે આવીશ. તે બીજા દિવસે આવ્યો ત્યારે તેને દાનાધ્યક્ષે કહ્યું કે તું ગંગાજીપર જા "રાજાનો જપ કર" અને લે આ ધોતર, પચું, પંચપાત્ર, માળા અને ગોમુખી, તે આ બધું લઈ ગંગા ઉપર ગયો, ત્યાં સ્નાન કરી માળા લઈ જપ કરવા બેઠો. વિચાર કરવા લાગ્યો કે દાનાધ્યક્ષ જે બોલ્યો હતો તેજ જપ હશે. એમ સમજી તે મૂર્ખ જપવા લાગ્યો "સરપ માલા, ખટક મણકા—હું રાજાનો જપ કરૂં, હું રાજાનો જપ કરૂં—!" કોઈ બીજા મૂર્ખે આ જોઈ વિચાર કર્યો કે જ્યારે એનું ટટ્ટુ ચાલ્યું તો મારૂં પણ ચાલી જશે. એ પણ ગયો અને ઉપર પ્રમાણે બનાવ બન્યો. જતી વેળાએ દાનાધ્યક્ષે કહ્યું કે "જેવું પેલો કરે છે તેમ કરજે" તે ગયો અને આસન

ઉપર બેસી દાનાધ્યક્ષના બોલ તે મંત્ર સમજી જપવા લાગ્યો કે તુ કરે તે હું કરૂં, તું કરે તે હું કરૂં, તું કરે તે હું કરૂં—" આ બેઉનું જોઇ કોઇ ત્રીજા ધૂર્તે જઈ સર્વ કાર્ય કરાવી લીધું. જતી વેળાએ દાનાધ્યક્ષે કહ્યું કે "જ્યાં સુધી નિર્વાહ થતો જાય ત્યાં સુધી કરજો." તે પણ આ અભિપ્રાય—ને મંત્ર સમજી ત્યાં જઇ આ પ્રમાણે જપવા લાગ્યો "આમ ક્યાં સુધી નિભશે? આમ ક્યાં સુધી નિભશે? આમ ક્યાં સુધી નિભશે?—" એજ પ્રમાણે ચોથા કોઈ મૂર્ખે સર્વ વ્યવસ્થા કરાવી ગંગાપર જવા લાગ્યો ત્યારે દાનાધ્યક્ષે કહ્યું કે "જ્યાં સુધી નિભે ત્યાં સુધી નિર્વાહ કરજો." તે પણ આ શબ્દોને મંત્ર સમજી ગંગાપર જઇ જપ કરવાને બેઠો. ત્રણેના મંત્ર સાંભળ્યા તો એક કહે છે—"હું રાજાનો જપ કરૂં, હું રાજાનો જપ કરૂં, હું રાજાનો જપ કરૂં—" બીજો બોલે છે—"તું કરે તે હું કરૂં, તું કરે તે હું કરૂં, તું કરે તે હું કરૂં—" ત્રીજો—"આમ ક્યાં સુધી નિભશે, આમ ક્યાં સુધી નિભશે, આમ ક્યાં સુધી નિભશે—" ત્યારે આ બોલવા લાગ્યો—"જ્યાં સુધી નિભે ત્યાં સુધી, જ્યાં સુધી નિભે ત્યાં સુધી, જ્યાં સુધી નિભે ત્યાં સુધી!—"

ધ્યાનમાં રાખવું કે અધર્મી અને સ્વાર્થી લોકોની લીલા એમજ થયા કરે છે, અને પોતાની મતલબને માટે અનેક અન્યાય રૂપ કર્મ કરી અન્ય મનુષ્યોને ઠગી લે છે. અભાગ્ય છે તે મનુષ્યના કે જેનો આત્મા અવિદ્યા તથા અધર્માન્ધકારમાં પડી કદી પણ સુખને પ્રાપ્ત કરી શકતો નથી.

અત્રે એક ધાર્મિક રાજાનો દૃષ્ટાંત સાંભળો—કોઈ એક વિદ્વાન્ તથા ધાર્મિક રાજા હતો. તેના દાનાધ્યક્ષ પાસે કોઇ ધૂર્તે જઈ કહ્યું કે મારી જીવિકા કરાવી આપો.

**દાનાધ્યક્ષ**—તમે કિયાં શાસ્ત્રો ભણ્યાછો અને શું કામ કરોછો?

**અર્થી**—હું કંઈ પણ ભણ્યો નથી અને વીસ વર્ષ સુધી રમતો હતો, કૂદતો હતો, ગાય ભેંસ ચરાવતો હતો, ખેતરોમાં ડોલતો હતો, તથા માતા પિતાની સામે આનંદ કરતો હતો. હવે આખા ઘરનો ભાર મારે માથે પડ્યો છે. આપની પાસે આવ્યોછું. કંઈ કરાવી આપો.

**દાનાધ્યક્ષ**—નોકરી ચાકરી કરો તો કરાવી આપું.

**અર્થી**—હું બ્રાહ્મણ, સાધુ, જ્યાં ત્યાં બજારમાં ઉપદેશ કરનારોછું. મારાથી એવો પરિશ્રમ કેમ કરીને થઇ શકશે?

**દાનાધ્યક્ષ**—તમે વિદ્યા વિના બ્રાહ્મણ, પરોપકાર વિના સાધુ અને

વિજ્ઞાન વિના ઉપદેશકનું કામ કેવી રીતે કરી શકતા હશો ? માટે નોકરી ચાકરી કરવી હોય તો તે કરો, નહિ તો ચાલી જાઓ.

આ સાંભળી તે મૂર્ખ ત્યાંથી નિરાશ થયો કે અહીં આપણું ટક્કુ ચાલશે નહિ. ચાલો રાજાને કહીએ. જ્યારે રાજા પાસે જઇ ઉપર પ્રમાણેજ કહ્યું ત્યારે રાજાએ પણ એવોજ જવાબ આપતાં કહ્યું કે દાનાધ્યક્ષજીએ જેવું કહ્યું છે તેવું કરવું હોય તો કર. નહિ તો ચાલી જા. આ સાંભળી તે ત્યાંથી જતો રહ્યો.

તેના ગયા પછી એક યોગ્ય વિદ્વાને આવી દાનાધ્યક્ષ સાથે વાતચીત કરી તે ઉપરથી દાનાધ્યક્ષને જણાયું કે એ ઘણો સારો સુપાત્ર વિદ્વાન્ છે. તેણે રાજા પાસે જઇને કહ્યું " કે પંડિતજી સાથે આપ પણ કંઇ વાતચીત કરો." તેમ કરતા રાજાએ પરીક્ષા ઉપરથી જાણ્યું કે આ અતિ શ્રેષ્ઠ વિદ્વાન્ છે. અને તેને કહ્યું કે "આપનેહજાર રૂપીઆ માસિક મળશે. આપ સદા અમારી પાઠશાળામાં વિદ્યાર્થીઓને ભણાવ્યા કરજો અને ઉપદેશ કર્યા કરજો." રાજાના કહેવા પ્રમાણે તે પંડિતની વ્યવસ્થા થઈ. આવા રાજા અને દાનાધ્યક્ષાદિને ધન્ય છે કે જેમના હૃદયમાં વિદ્યા, પરમાત્મા, તથા ધર્મરૂપ સૂર્ય પ્રકાશિત થાય છે.

**પ્રશ્ન**—દાનાભક્ષ તથા દાનાધ્યક્ષ કોને કહે છે ?

**ઉત્તર**—જે દાતાના દાનનું ભક્ષણ કરી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરતો જાય તે દાનાભક્ષ કહેવાય છે અને જે દાતાના દાનને સુપાત્ર વિદ્વાનોને આપી તેમને દ્વારે વિદ્યા તથા ધર્મની ઉન્નતિ કરે છે તે દાનાધ્યક્ષ કહેવાય છે.

**પ્રશ્ન**—રાજા કોને કહે છે ?

**ઉત્તર**—જે વિદ્યા, ન્યાય, જીતેંદ્રિયતા, શૌર્ય. ધૈર્ય આદિ ગુણોથી યુક્ત હોઇ પોતાના પુત્રની પેઠે પ્રજાના પાલનમાં શ્રેષ્ઠોની યથાયોગ્ય રક્ષા કરે છે અને દુષ્ટોને દંડ આપી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની પ્રાપ્તિથી યુક્ત થઈ, પોતાની પ્રજાને પણ યુક્ત કરાવી, આનંદિત રહે છે તથા સર્વને સુખથી યુક્ત કરે છે તેને રાજા કહે છે.

**પ્રશ્ન**—પ્રજા કોને કહે છે ?

**ઉત્તર**—જેમ પુત્ર આદિ તન, મન, ધનથી પોતાના માતા પિતા આદિની સેવા કરી તેમને સદા પ્રસન્ન રાખે છે તેમ અનેક પ્રકારના ધર્મયુક્ત વ્યવહારોથી પદાર્થોને સિદ્ધ કરી રાજસભાને કર આપી તેમને પ્રસન્ન રાખે તે પ્રજા કહેવાય છે. અને જે પોતાનું હિત અને પ્રજાનું અહિત કરે

તે રાજા ન કહેવાય તેમ જે પોતાનું હિત અને રાજાનું અહિત કરે તે પ્રજા પણ ન કહેવાય. ઉલટાં આવાં રાજા ને પ્રજા એક એકના શત્રુ, લુટારા તથા ચોર સમજવા જોઇએ. કેમકે બેઉ ધાર્મિક હોઇ એક એકનું હિત કરવામાં નિત્ય પ્રવર્તમાન હોય તો તેમની સંજ્ઞા રાજા તથા પ્રજા થાય છે. અને એથી જે ઉલટા હોય જેવા કેઃ—પુરી એક અંધેરીને ગંડુ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા; તેવાની નહિ.

**દૃષ્ટાંત**—એક મોટો ધાર્મિક, વિદ્વાન્ અને સભાધ્યક્ષ રાજા યથાવત્ રાજનીતિથી યુકત હોઈ પ્રજા પાલનાદિ ઉચિત સમયે સારી રીતે કરતો હતો. એની નગરીનું નામ પ્રકાશવતી હતું, રાજાનું નામ ધર્મપાલ હતું અને વ્યવસ્થાનું નામ યથાયોગ્ય-કર્ત્રી હતું. તે મરી ગયા બાદ તેનો છોકરો જે મહાન્ અધર્મી અને મૂર્ખ હતો તેણે ગાદી પર બેઠા પછી સભાને કહ્યું કે જે મારી આજ્ઞા માને તે મારી પાસે રહે અને જે ન માને તે અહીંથી નીકળી જાય ! આ સાંભળી મોટા મોટા ધાર્મિક સભાસદો બોલ્યા કે જેમ આપના પિતા સભાની સંમતિ પ્રમાણે વર્તતા હતા તેમ આપે પણ વર્તવું જોઇએ.

**રાજા**—તેમનું કામ તેમની સાથે ગયું. હવે મારી જેવી ઇચ્છા હશે તેમ કરીશ.

**સભા**—જો આપ સભાના કહેવા પ્રમાણે નહિ કરો તો રાજ્યનો નાશ અથવા આપનો પણ નાશ થઇ જશે.

**રાજા**—મારો તો નાશ જ્યારે થવાનો હશે ત્યારે થશે પણ તમે અહીંથી જતા રહો; નહિ તો તમારો નાશ હું હમણાજ કરી દઈશ.

સભાસદોએ વિચાર્યું કે વિનાશ કાલે વિપરીત બુદ્ધિઃ-જેનો શીઘ્ર નાશ થાય છે તેની બુદ્ધિ પ્રથમથીજ વિપરીત થઈ જાય છે, માટે, ચાલો; અહીં હવે આપણો નિર્વાહ નહિ થાય. એવું વિચારી તેઓ જતા રહ્યા, અને મહામૂર્ખ, ધૂર્ત, અને ખુશામતીઆઓની ટોળી તે રાજાની પાસે બની રહી. રાજાએ કહ્યું કે આજથી મારૂં નામ ગબગંડ અને નગરીનું નામ અંધેરી રાખીશું. મારા પિતા અને સભા જે કામ કરતાં હતાં તેથી સર્વ કામ ઉલટાંજ કરીશ. જેમ મારા પિતા અને સભાસદો રાતમાં ઊંઘતા હતા અને દિવસે રાજ્ય કાર્ય કરતા હતા તેમનાથી વિપરીત આપણે દિવસે ઊંઘીશું અને રાતે રાજ્યકાર્ય કરીશું. એમની સામે એમના રાજ્યમાં બધી ચીજ જે તેના ભાવ

પ્રમાણે વેચાતી હતી પણ અમારા રાજ્યમાં કેશર અને કસ્તુરીથી આરંભી ઠેઠ માટી સુધીની સર્વ ચીજો એક ટકે શેર વેચાશે.

ગબર્ગંડના રાજયની જ્યારે ઉપર પ્રમાણેની પ્રસિદ્ધિ દેશ દેશાંતરોમાં થઇ ત્યારે કોઇ એક ગામમાં બે વૈરાગી–ગુરૂ અને શિષ્ય–અખાડામાં મલ્લવિદ્યા કરતા હતા, પાંચ પાંચ શેર ખાતા હતા અને બહુ પુષ્ટ હતા; તેમાંના ચેલાએ ગુરૂને કહ્યું કે "ચાલો આપણે અંધેરી નગરીમાં જઇએ. ત્યાં દશ દશ ટકાની દશ દશ શેર મલાઈ વિગેરે માલ ઉડાવી ખૂબ તૈયાર થઇશું." ગુરૂએ કહ્યું કે "ગબર્ગંડના રાજ્યમાં કદી પણ જવું ન જોઇએ. કેમકે કોઈ પણ દિવસે ખાધેલું પીધેલું અવળું નીકળશે. ઉલટા પ્રાણ પણ બચવા કઠણ પડશે." પરંતુ જ્યારે ચેલાએ હઠ લીધો ત્યારે ગુરૂ પણ મોહથી સાથે ગયો. ત્યાં જઈ અંધેરી નગરીની સમીપના એક બાગમાં નિવાસ કર્યો, અને ખૂબ ખાવા પીવા લાગ્યા તથા કુસ્તીએ કરવા લાગ્યા. એક દિવસે અડધી રાતે કોઇ સાહુકારનો નોકર એક હજાર રૂપીઆની થેલી લઈ કોઇ બીજા સાહુકારને ત્યાં જમે કરાવવા જતો હતો. રસ્તામાં ચોરે આવી રૂપીઆની થેલી છીનવીને ન્હાસી ગયો. જ્યારે તેણે બૂમો પાડી ત્યારે સિપાઇઓએ આવી પૂછ્યું કે શું થયું? તેણે કહ્યું કે હમણાજ ચોર મારા રૂપીઆ છીનવી લઇ ન્હાસે છે. સિપાઇએ ધીરે ધીરે જઈ કોઈ ભલા આદમીને પકડી લાવીને કહ્યું કે તુંજ ચોર છો. તેણે તેમને કહ્યું કે હું ફલાણા સાહુકારનો નોકર છું, ચાલો પૂછી લો.

**સિપાઇઓ**—અમે નહિ પૂછીએ. ચાલ રાજા પાસે (એમ કહી રાજા પાસે લઈ ગયા અને બોલ્યા,) એણે હજાર રૂપીઆની થેલી ચોરી લીધી છે.

ગબર્ગંડ અને આસપાસના લોકોએ કંઈ પણ પૂછપરછ ન કીધી અને તે બીચારો બુમો પાડતો જ રહ્યો કે હું ફલાણા સાહુકારનો નોકરછું; પરંતુ કોઇએ સાંભળ્યું નહિ ને ઝટ હુકમ કર્યો કે એને શૂળી પર ચઢાવી દો. શૂળી લોઢાની તથા બરછી અને સરૂના ઝાડ જેવી અણીદાર હોય છે. એની ઉપર મનુષ્યને ચઢાવી ઉલટો પકડી નાભીમાં એની અણી ભોંકી દેવાથી આરપાર નીકળી જાય છે એટલે તે જરા વારમાં મરી જાય છે. ગબર્ગંડના નોકરો પણ એના જેવાજ હોયને? કેમકે **समानशीलव्यसनेषु मैत्री** જેમનો સ્વભાવ એક સરખો હોય છે તેમનીજ પરસ્પર મીત્રતા પણ થાય

છે. જેમ ધર્માત્માની ધર્માત્માઓ સાથે, પંડિતોની પંડિતો સાથે, દુષ્ટો અને વ્યભિચારીઓની દુષ્ટો તથા વ્યભિચારીઓ સાથે મિત્રતા થાય છે; તેમ કદી પણ ધર્માત્માદિની અધર્માત્માની સાથે કે અધર્માત્માની ધર્માત્મા સાથે મૈત્રી થઇ શકતી નથી. હવે ગબર્ગંડના સિપાઇઓએ વિચાર્યું કે શૂળી તો મોટી અને આ માણુસ છે દુર્બળ; હવે શું કરવું! આમ વિચારી તેઓ રાજા પાસે ગયા અને સર્વે હકીકત કહી. એ ઉપરથી ગબર્ગંડે હુકમ કર્યો કે "ત્યારે તો અને છોડી દો અને જે કોઈ શૂળી પેઠે જાડો હોય તેવાને શોધો" ત્યારે કોઇએ કહ્યું કે "એ શળીને લાયક તો બાગમાંના પેલા બે વૈરાગી ગુરૂચેલાજ છે." એ સાંભળી બધાએ બોલી ઉઠયા કે "ખરેખરો જાડો તો પેલો ચેલોજ છે" પછી ઘણા સિપાઇઓએ બાગમાં જઇ તે ચેલાને કહ્યું કે "મહારાજાનો હુકમ છે કે તને શળીએ ચઢાવવો." આથી તો તે ગભરાઇને બોલ્યો કે મેં તો કંઇ પણ અપરાધ કર્યો નથી.

**સિપાઇઓ**—અપરાધ તો નથી કર્યો, પણ શળી જેવડો જાડો તો તુંજ છે; તેમાં અમે શું કરીએ?

**સાધુ**—શું બીજો કોઇ નથી?

**સિપાઇઓ**—ના, ચાલ બહુ બકવાદ ન કર. મહારાજાનો હુકમ છે.

તે સમયે ચેલાએ ગુરૂને કહ્યું કે "મહારાજ હવે શું કરીએ?

**ગુરૂ**—અમે તને પહેલેથી કહ્યું હતું કે અંધેરી નગરીના ગબર્ગંડ રાજાના રાજમાં મફતનો માલ ખાવાને નહિ જઈશું. પણ તેં સાંભળ્યું નહિ હવે અમે શું કરીએ? જેવું થાય તેવું ભોગવ. જો કે હવે ખાધું પીધું સઘળું નિકળી જશે.

**ચેલો**—હવે કોઈ પણ ઉપાયથી બચાવો તો બીજા રાજ્યમાં જતા રહીશું,

**ગુરૂ**—બચવાની એક યુક્તિ છે તે તું કરે તો બચવાનો સંભવ છે. શૂળી પર ચઢતી વખતે તું મને ખસેડજે ને હું તને ખસેડીશ. એ પ્રમાણે પરસ્પર લડવામાં કંઇ પણ બચવાનો ઉપાય નિકળી આવશે.

**ચેલો**—તો તો ઠીક, ચાલો,

આ સર્વે વાત પરદેશીય ભાષા થએલી હોવાથી સિપાઇઓ કંઈ પણ સમજ્યા નહિ. સિપાઇઓએ કહ્યું કે "ચાલો વિલંબ ન કરો. નહિ તો બાંધીને લઇ જઇશું." ગુરૂએ કહ્યું કે "અમે રાજી ખુશીથી આવીએ

છીએ તો પછી બાંધવાની શી જરૂર છે ?" સિપાઇઓએ કહ્યું કે "ઠીક ત્યારે, ચાલો" જ્યારે બેઉ જણ સૂળી પાસે આવ્યા ત્યારે લંગોટ બાંધી, માટી લગાડી ખુબ લડવા લાગ્યા. ગુરૂએ કહ્યું–શૂળી ઉપર હુંજ ચડીશ, ચેલાએ કહ્યું–ચેલાનો ધર્મ નથી કે જાતે છતાં ગુરૂ શૂળીપર ચઢે. ગુરૂએ કહ્યું–મારો પણ ધર્મ નથી કે મારી સામે ચેલો શૂળી ઉપર ચઢી જાય. હા, મને મારીને પછી તું ભલે શૂળી ઉપર ચઢી જજે. નકામી બડબડ ન કર. ચૂપ રહે. સમય જતો રહે છે.

એમ કહી જેવો ગુરૂ શૂળી ઉપર ચઢવા જાય છે તેવોજ ચેલાએ આવી ગુરૂને પકડી હડસેલો માર્યો, તેને છૂટો કર્યો ને પોતે ચઢવા લાગ્યો. પાછું ગુરૂએ પણ તેમ કર્યું. આ જોઈ ગબગંડના સિપાઇઓ કામદારો વિ-ગેરે જેઓ આ તમાસો જોતા હતા તેમણે પૂછ્યું "કે તમે .શૂળીપર ચ-ઢવા માટે શા સારૂ લઢોછો" સાધુએ કહ્યું કે "અમને એ વાત પૂછશો નહિ. અમને શૂળી ઉપર ચઢવા દો. કેમકે આવો સમય મળવો દુર્લભ છે." આ વાત અહીં રહી. હવે અહીં ગબગંડનો રાજ્યકારભારભાર કેમ ચાલતો હતો તે જુઓ. ગબગંડ પાસે ખુશામતીઆઓની સભા ભરાઈ હતી. પોતે ત્યાંથી ઉઠી ભોજન કરી આવી સિંહાસનપર બેઠા અને બધાને કહેવા લાગ્યા કે વેંગણનું શાક ઘણું ઉત્તમ થાય છે. આ સાંભળી ખુશા-મતીઆ બોલ્યા કે ધન્ય છે મહારાજની બુદ્ધિને કે વેંગણનું શાક ચાખતાં જ શીઘ્ર તેની પરીક્ષા કરી નાખી. સાંભળો મહારાજ, વેંગણ ઉત્તમ છે તે માટેજ પરમેશ્વરે એની ઉપર મુગટ, ચારે તરફ કલગી, બહારનો વર્ણ ઘનસ્યામ અને અંદરનો વર્ણ માખણ જેવો બનાવ્યો છે. આ સાંભળી ગબગંડ અને આખી સભાના લોક બહુ પ્રસન્ન થઇ હસવા લાગ્યા. તે પછી ગબગંડ પોતાના મેહેલમાં સૂવા માટે ગયો એટલે કામકાજ બંધ થયું. ખુશામતી-આઓએ ચોકી પેહેરાવાળાઓને કહ્યું કે જ્યાં સુધી સવારે અમે આવીએ નહિ ત્યાં સુધી રાજા સાથે કોઇનો મેળાપ થવા દેશો નહિ. તેઓ બોલ્યા ઠીક છે, પણ આજે કંઈ હાથમાં પીળું પડયું નહિ. ખુશામતીઆ–આજે ન પડયું તો કાલે પડશે. તમારો ને અમારો તો ભાગજ છે ને ? ખજાનામાંથી અને પ્રજા પાસેથી કઢાવીને જે કંઈ ઘેર લંબાવાય તે આપણું જ છે ! જ્યારે રાજાને બધાએ મળીને નશામાં તથા રંડીબાજી આદિ ખેલમાં વળગાડી દઇશું ત્યારે પછી લીલાલ્હેર છે. ખજાનો આપણોજ છે. આપસમાં મેળાપ રાખજો.

કોઈ ફૂટશો નહિ, આ સાંભળી બધાએ બોલ્યા–" હા, હા, એજ ઠીક છે " તે પછી તેઓ જતા રહ્યા.

જ્યારે ગબર્ગંડ સૂવા ગયો ત્યારે ગરમ મસાલો જેમાં પડયો હતો એવા વેંગણનું શાક તેને ગરમ પડ્યું. તેને ઝાડાની હાજત થઈ. લોટો લઈ જાજરૂમાં ગયો. આખી રાત્રિમાં કંઈ ત્રીસેક જુલાબ થઈ ગયા. આખી રાત ઉંઘ ન આવી. ઘણો વ્યાકૂળ થયો ત્યારે વૈદ્યોને બોલાવ્યા. તેઓ પણ ગબર્ગંડ જેવાજ હતા. આડી અવળી ઔષધિ અપાયાથી તેમણે વધારેજ બગાડો કર્યો. ગબર્ગંડ પાસે બુદ્ધિમાન્ વૈદ્ય કેમ કરી રહી શકે ? જ્યારે સવાર થઈ ત્યારે ખુશામતી મંડળે સભાનું સ્થાન ઘેરી લીધું અને દાસીઓને પૂછ્યું કે મહારાજા શું કરે છે ?

**દાસી**—આજ આખી રાત જુલાબ થયા હતા અને બહુ વ્યાકુળ છે.

**ખુશામતીઆ**—શું કોઈ રાતે મહારાજા પાસે આવ્યું હતું ?

**દાસી**—દશ બાર જણ આવ્યા હતા.

**ખુશામતીઆ**—કોણ કોણ આવ્યા હતા ?

**દાસી**—ત્રણના નામ જાણું છું. બીજાના નથી જાણતી.

આ સાંભળી ખુશામતીઆ વિચારમાં પડ્યા કે કોઇએ આપણી નિંદા તો નહિ કરી હોય ? માટે આજથી આપણામાંથી એક બે પુરષે રાતે પણ હાજરીમાં અવશ્ય રહેવું જોઇએ. બધાએ કહ્યું કે બહુ સારી વાત છે.

એટલામાં આઠ વાગ્યાને અમલે કરમાયેલે ચેહેરે ગબર્ગંડ આવ્યો ને ગાદીપર બેઠો ત્યારે ખુશામતીઆઓએ પણ એથી સોગણું મુખ મ્લાન કરી શોકાકૃતિ જેવું મુખ કર્યું ને ઉપરથી પોતાની ખોટી ચેષ્ટાઓ દેખાડી.

**ગબર્ગંડ**—વેંગણનું શાક ખાવામાં તો સ્વાદિષ્ઠ હોય છે પણ બાદી કરે છે. એથી અમને ઘણા જુલાબ થયા ને આખી રાત હું દુઃખી થયો.

**ખુશામતીઆ**—વાહવાહ, મહારાજા, આપના જેવા કોઈ રાજા થયા નથી ને હાલ પણ કોઇ નથી. કેમકે મહારાજાએ ખાતી વખતે વેંગણના ગુણોની પરીક્ષા કરી અને આખી રાત્રિમાં તેના દોષ પણ જાણી લીધા. જુઓ, મહારાજા, જ્યારે વેંગણ દુષ્ટ છે ત્યારેજ પરમેશ્વરે એની ઉપર ખીલી અને ચારે તરફ કાંટા વળગાડી દીધા છે, અને ઉપરનો વર્ણ કોયલા જેવો અને અંદરનો રંગ કુષ્ટીની ચામડી જેવો બનાવ્યો છે.

**ગબર્ગંડ**—કેમ વારૂ ? કાલે રાતે તો તમે એની પ્રશંસામાં મુગટ

આદિના અલંકાર આપતા હતા અને હવે એની નિંદામાં ખીલી આદિની ઉપમા આપો છો. હવે અમે શું સાચું માનીએ ?

**ખુશામતીઆ** ( ગભરાઇને )—ધન્ય, ધન્ય છે આપની વિશાલ બુદ્ધિને. કેમકે ગઈ સાંજની વાત હજી સુધી પણ ભૂલ્યા નથી. સાંભળો, મહારાજ, અમને બદમાશ વેંગણ સાથે શું લેવું દેવું હતું ? અમને આપની પ્રસન્નતામાં પ્રસન્નતા અને અપ્રસન્નતામાં અપ્રસન્નતા છે. જો આપ દિવસને રાત્રિ અને રાત્રિને દિવસ કહો, સાચાને જૂઠું અને જૂઠાને સાચું કહો તો તે સર્વે કબુલ છે.

**ગબર્ગંડ**—હા, હા, નોકરોનો એજ ધર્મ છે કે કદી પણ સ્વામીની કોઈ પણ વાતમાં પ્રત્યુત્તર ન આપે પણ હાજી હા કરે.

**ખુશામતીઆ**—ખરી વાત છે. તેમ રાજાઓનો પણ એજ ધર્મ છે કે કોઈ પણ વાતની કદી ચિંતા ન કરે. રાત દિવસ પોતાના સુખમાં મગ્ન રહે. નોકર ચાકરો પર સદા વિશ્વાસ રાખી સર્વ કામ એમને સ્વાધીન કરે, વાણીઆની પેઠે હિસાબ કિતાબ જોવાની કદી તસ્દી ન લે. જો કોઈ સફેદનું કાળું કે કાળાનું સફેદ કરે તેજ બરાબર રાખે. જે ઝાડ વાવે તે કદી પણ ન ઉખાડે. ગમે તેટલો અપરાધ થાય તો પણ જેને ગ્રહણ કરે તેને કદી પણ ન છોડે. કેમકે રાજા થઇને પણ જ્યારે કોઈ કામ ઉપર ધ્યાન આપી પોતાનાં આત્મા, મન તથા શરીરને પરિશ્રમ આપે તો એમજ જાણવું જે તેના કરમ ફુટ્યા. અને જ્યારે હિસાબ કિતાબમાં ધ્યાન આપે ત્યારે તો એમજ જાણવું જે તે મહાન્ દરિદ્રી છે; રાજા નથી.

**ગબર્ગંડ**—વારૂ ? મારા જેવો કોઈ રાજા અને તમારા જેવા સભાસદો કદી કોઈ થયા હશે અને આગળ પણ કોઈ થશે ?

**ખુશામતીઆ**—નહિ નહિ, કદાપિ નહિ, એવા તો થયાયે નથી અને થશે પણ નહિ. અને છે પણ નહિ.

**ગબર્ગંડ**—ખરૂં છે. શું ઇશ્વર પણ અમારાથી વધારે ઉત્તમ હશે ?

**ખુશામતીઆ**—કદી પણ નહિ થઈ શકે. કેમકે એને કોઇએ જોયો છે ? આપ તો સાક્ષાત્ પરમેશ્વર છો. કેમકે આપની કૃપાથી દરિદ્રીનો ધનાઢ્ય, અયોગ્યનો યોગ્ય થાય છે અને અવકૃપાથી ધનાઢ્યનો દરિદ્રી, યોગ્યનો અયોગ્ય તત્કાલ થઇ શકે છે !

એટલામાં નિયત કરેલા પ્રાતઃકાળને સાયંકાળ માની બધા સૂવાગયા. જ્યારે સાયંકાળ થયો ત્યારે ફરીથી સભા ભરાઇ. એટલામાં સિપાઇઓએ આવી સાધુઓની વઢવાડની વાત કહી. તે સાંભળી ગબર્ગંડ પોતાની સભા સહિત ત્યાં ગયો અને સાધુઓને પૂછ્યું કે તમે શૂળીપર ચઢવામાં માટે શા માટે સુખ માનો છો.

**સાધુ**—તમે અમને પૂછશો નહિ. અમને ચઢવા દો. સમય વીતી જાય છે. આવો સમય અમને મહાન દૈવથી મળે છે.

**ગબર્ગંડ**— આ સમયે શૂળી પર ચઢવાથી શું ફળ થશે ?

**સાધુ**—અમે નહિ કહીએ. જે ચઢશે તે ફળ જોઈ લેશે. અમને ચઢવા દો.

**ગબર્ગંડ**—નહિ નહિ. જે ફળ થતું હોય તે કહો. સિપાઇઓ એમને અહીં પકડી લાવો. ( સિપાઇઓ આ હુકમ સાંભળી સાધુઓને પકડી લાવ્યા )

**સાધુ**—અમને કેમ ચઢવા દેતા નથી ? હરકત શા માટે કરો છો ?

**ગબર્ગંડ**—જ્યાં સુધી તમે એનું ફળ નહિ કહેશો ત્યાં સુધી અમે કદી પણ નહિ ચઢવા દઇએ.

**સાધુ**—બીજાને કહેવાની તો વાતજ નથી. પરંતુ તમે હઠ કરો છો તો સાંભળો. જે કોઇ માણસ આ સમયે શૂળી પર ચઢી પ્રાણ ત્યાગશે તે તે ચતુર્ભુજ થઇ વિમાનમાં બેસી આનંદ રૂપ સ્વર્ગને પ્રાપ્ત કરશે.

**ગબર્ગંડ**—ઓ હો, એવી વાત છે તો તો હુંજ ચઢું છું. તમને નહિ ચઢવા દઉં.

એમ કહી તરત પોતેજ શૂળી ઉપર ચઢી પ્રાણ છોડી દીધો. સાધુ પોતાના આસન ઉપર આવ્યો ને ચેલાએ કહ્યું કે “ મહારાજ, ચાલો, અહીં હવે રહેવું ન જોઇએ.” ગુરૂએ કહ્યું કે “ હવે કંઇ ચિંતા નથી. જે પાપનું મૂળ ગબર્ગંડ હતો તે તો મરી ગયો છે. હવે ધર્મરાજ્ય થશે. હવે શી ફીકર છે ? અહીંજ રહો.”

ગબર્ગંડના મૃત્યુની વાત સાંભળીને તેનો નાનો ભાઇ જે મોટો વિદ્વાન અને પિતાની પેઠે ધાર્મિક હતો તે, તથા તેના પિતાના જેવા ધાર્મિક સભાસદો, અને પ્રજામાંના સત્પુરૂષો, જેમને પિતાના મરણ પછી ગબર્ગંડે કાઢી મૂક્યા હતા, તેઓ સઘળા આવ્યા અને તેના નાના ભાઇ સુનીતને રાજ્યાધિકારી કર્યો. ગબર્ગંડના શબને શૂળી ઉપરથી ઉતારી અગ્નિદાહ કર્યો અને

ખુશામતીઆઓના મંડળને અત્યુગ્ર દંડ કરી કેટલાકને કેદ કર્યા અને ઘણાને નૌકામાં બેસાડી સમુદ્ર વચ્ચેના કોઇ બેટમાં બંદીખાને નાખ્યા, પછી તેઓ અત્યુત્તમ વિદ્વાન્ તથા ધાર્મિકોની સંમતિથી શ્રેષ્ઠોનું પાલન, દુષ્ટોનું તાડન, વિદ્યા, વિજ્ઞાન તથા સત્ય ધર્મની વૃદ્ધિ આદિ ઉત્તમ કર્મો કરી પુરૂષાર્થથી યથાયોગ્ય રાજ્યવ્યવસ્થા ચલાવવા લાગ્યા. ફરીથી પ્રકાશવતી નગરી નામની વ્યવસ્થા ચાલવા લાગી અને ફરીથી નગરીનું પ્રકાશવતી નામ પ્રકાશવા લાગ્યું અને ઉચિત સમયે સર્વ ઉત્તમ કામ થવા લાગ્યા.

જ્યારે જે દેશના પ્રાણીઓનું અભાગ્ય ઉદય પામે છે ત્યારે ગબર્ગંડ જેવા સ્વાર્થી, અધર્મી તથા પ્રજાનો વિનાશ કરનારા રાજા, ધનાઢ્ય, અને ખુશામતીઆઓની સભા થાય છે; તેમ તેમના જેવીજ અધર્મી, ઉપદ્રવી તથા રાજવિદ્રોહી પ્રજા પણ થાય છે. અને જ્યાં જે દેશનાં પ્રાણીઓનું સૌભાગ્ય ઉદય થવાનું હોય છે ત્યારે સુનીતના જેવા ધાર્મિક, વિદ્વાન્ તથા પુત્રવત્ પ્રજાનું પાલન કરનારી રાજાસહિત સભા થાય છે; તેમ ધાર્મિક, પુરૂષાર્થી તથા પિતા સમાન રાજા પ્રબંધમાં પ્રીતિયુક્ત મંગલકારિણી પ્રજા પણ થાય છે. જ્યાં અભાગ્યોદય થાય છે ત્યાં વિપરીત બુદ્ધિના મનુષ્યો પરસ્પર દ્રોહાદિ સ્વરૂપ તથા ધર્મથી વિપરીત એવાં દુ:ખનાંજ કામ કર્યા કરે છે. જ્યાં સૌભાગ્યોદય થાય છે ત્યાં લોકો પરસ્પર ઉપકાર, પ્રીતિ, વિદ્યા, સત્ય, ધર્મ આદિ કાર્યો અધર્મથી દૂર રહી કરતા જાય છે, અને તેઓ સદા આનંદને પ્રાપ્ત કરે છે.

મનુષ્ય કદી વિદ્યા ઓછી પણ જાણતો હોય પરંતુ પૂર્વોક્ત દુષ્ટ વ્યવહારોને છોડી ધાર્મિક થઈ ખાવું, પીવું, બોલવું, સાંભળવું, બેસવું, ઊઠવું લેવું, આપવું આદિ વ્યવહાર સત્યથી યુક્ત યથાયોગ્ય કરે છે તે ક્યાં પણ કદીયે દુ:ખી થતો નથી. અને જે સંપૂર્ણ વિદ્યા ભણીને પણ પૂર્વોકત ઉત્તમ વ્યવહારોને છોડી દુષ્ટ કર્મો કરે છે તે ક્યાં પણ કદીયે સુખ મેળવી શકતો નથી. માટે સર્વ મનુષ્યોને ઉચિત છે કે છોકરા છોકરીઓ, ઇષ્ટમિત્ર, આડોસીપાડોસી તથા સ્વામી ભૃત્ય આદિને વિદ્યા તથા સુશિક્ષાથી યુક્ત કરી સર્વદા આનંદમાં રહે.

**સમાપ્ત.**

ઓ૩મ્.

રીજ્રોડ, મલબાર હીલ

મુંબઈ તા. ૧૯૦૭

**પ્રિયવર મહાશયજી નમસ્તે,**

આપને કદાચ વિદિત હશે કે મારી તરફથી વિચાર દર્પણ, આર્ય, સમીક્ષક વિગેરે પત્રો એક પછી એક પ્રસિદ્ધ થયાં અને બંધ પડી ગયાં. પત્રો બંધ પડયાં તેનાં કારણો અનેક છે, પણ તેમાંનું મુખ્ય કારણ એજ છે કે આશ્રયના અભાવને લીધે ખમવી પડેલી ખોટ અને તેવી ખોટ હમેશ ખમવા જેટલી ધનસામગ્રીનો અભાવ. આ કારણથી દેશસેવા તેમજ ધર્મ-સેવા કરવાની ઉત્કટ ઈચ્છા છતાં મારે પત્રો બંધ કરવાં પડયાં. તે પછી હું અધ્યયનમાં રોકાયો અને અવકાશ નહિ મળવાથી લેખ સંબંધી સર્વ કાર્ય મે બંધ કર્યું હતુ.

પરંતુ તે જગન્નિયન્તાની મહાન્ કૃપાથી મારા અધ્યયનમાં મને યશ મળતો ગયો છે અને યદ્યપિ હું અધ્યયનમાંથી કેવળ મુકત થયો નથી તથાપિ હાલ કેટલોક અવકાશ મળવાથી પુન: લેખ સંબંધી કાર્ય કરવાને હું સમર્થ થયો છું. માટે આ પત્રમાં જે યોજના મેં આપની આગળ રજુ કરી છે તે ઉપર સંપૂર્ણ લક્ષ્ય આપી મારા કાર્યમાં સહાય કરશો એવી આશા છે.

આપ જાણતા હશો કે મારી તરફથી કેટલાંક નાનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તેમજ સાહિત્ય, સંસાર, ધર્મ, નીતિ, વિદ્યા ( science ) ઈત્યાદિ વિષયો ઉપરના સર્વમાન્ય ગ્રંથોનાં ભાષાંતરો તથા સ્વતંત્ર પુસ્તકો પ્રસિદ્ધ કરવાની મારી ઈચ્છા હતી અને હજી પણ છે. મેં મારાં ચોપાનિયાંમાં આ પ્રયત્ન શરૂ કર્યો હતો પરંતુ ચોપાનિયાં બંધ પડવાથી મારી ઈચ્છા પાર પડી નહિ; પણ હવે તે પૂર્ણ કરવાની ઉમેદ રાખું છું. એટલે કે ચોપાનિયાં વિગેરેમાં છપાતાં અધૂરાં રહેલાં પુસ્તકો તેમજ મારી પાસે લેખેલાં પડેલાં પુસ્તકો એક પછી એક પ્રસિદ્ધ કરવાની મારી ઈચ્છા છે. પણ એકાદ પુસ્તક પ્રસિદ્ધ થાય અને તે વેચાઇને બીજું પૂસ્તક પ્રસિદ્ધ કરવા માટે જોઈતાં નાણાં વસુલ થાય નહિ ત્યાં સુધી હું બીજું પુસ્તક પ્રસિદ્ધ કરી શકું એમ નથી. અને તેથી બે ચાર પુસ્તક પ્રસિદ્ધ થતાંમાંજ વર્ષો નીકળી જાય. આપ જાણો છો કે સંસાર ક્ષણભંગુર છે અને જીંદગીનો ભરોસો નથી; માટે જે શુભ કાર્ય આપણે આરંભીએ તે શીઘ્ર સિદ્ધ થવામાંજ લાભ છે. અને એટલા માટે હું આપ જેવા સુજ્ઞની સહાયતાની આશા રાખું છું, અને નીચેની બાબતો ઉપર આપનું ખાસ ધ્યાન ખેંચું છું.

૧. આરંભમાં કેટલાંક ચોપાનીયાંને જેમ ગ્રાહકોની એક ચોકસ સંખ્યાની જરૂર હોય છે અને જે ગ્રાહકો ઉપરજ તેમનું અસ્તિત્વ હોય છે તેમ મારી તરફથી જે જે પુસ્તકો પ્રસિદ્ધ થાય તે પ્રસિદ્ધ થતાંજ ખરીદવાની પ્રતિજ્ઞા કરે એવા ઓછામાં ઓછા ૫૦૦ અને વધારેમાં વધારે ૧૦૦૦ ગ્રાહકોની મને આવશ્યકતા છે. આવા ગ્રાહકોને

હું મારા સહાયક તરીકે ઓળખીશ અને જ્યાં સુધી ૫૦૦ સહાયક મળશે નહિ ત્યાં સુધી પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ હું શરૂ કરીશ નહિ.

૨. દર વર્ષે ઓછામાં ઓછું ૩૨૦ નું પુસ્તક અથવા પુસ્તકો અને વધારેમાં વધારે ૩.૩૦ નું પુસ્તક અથવા પુસ્તકો મારી તરફથી બહાર પડશે. પુસ્તકની છપાઇ વિગેરે બહુ સારા પ્રેસમાં થશે. તેનો નમુનો આ આપને મોકલેલા પત્ર ઉપરથી સમજી લેવો. પુસ્તકની જે કીમત રાખવામાં આવશે તેની પોણી કીમત સહાયક પાસેથી લેવામાં આવશે. એક હજાર સહાયકો કરતાં વધારે સહાયકોની મને અવશ્યકતા ન હોવાથી હજાર ઉપરાંતના ગ્રાહકોને આ નિયમ લાગુ પડશે નહિ. અને મારી તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકો ખરીદવાની પ્રતિજ્ઞા લેવાની તેમને જરૂર પણ નથી.

૩. કોઇપણ પુસ્તક છપાઈને તૈયાર થાય કે હસ્તપત્રક દ્વારા અથવા કોઈ પણ પત્રમાં જાહેરખબર દ્વારા અથવા એવાજ કોઈ સાધનથી તેની ખબર સહાયકને આપવામાં આવશે. તેમાં પુસ્તકની કીમત તથા ટપાલ ખરચ આદિ જે થશે તે સર્વ જણાવવામાં આવશે. આ ખબર મળી કે સહાયકે **એક માસની અંદર** (અ) પુસ્તકની કીમત ભરીને પુસ્તક લઈ જવું, (બ) પોસ્ટ માર્ફતે મંગાવવું હોય તો કીમત તથા ટપાલ ખરચ જે થતો હોય તે મળીને મનીઆર્ડરથી પૈસા મોકલવા અથવા વેલ્યુપેબલથી મોકલી દેવાનું લખવું.

૪. ઉપરની આ ત્રણ કલમોમાં સહાયક થનારે જે જે કરવું જોઇએ તે કરવાની જેઓ પ્રતિજ્ઞા લેશે તેઓજ મારા ખરા સહાયક છે એમ હું માનું છું. પ્રતિજ્ઞા લેવાની બાબતમાં હું જે આટલું બધું લખું છું તેનું કારણ એજ છે કે તેવું થાય તોજ પુસ્તકો જલદી પ્રસિદ્ધ કરી શકાય અને આરંભેલું કામ ભાંગી ન પડે. તેમજ ઉપલી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં કંઈ ગેરવાજબી પણું નથી, તેમ તે કંઈ એવી કઠિન કે નહિ પાળી શકાય એવી પણ નથી. માટે આપને જો તેમ લાગતું હોય ને આપ તે પાળી શકતા હો તોજ આ સાથે મોકલેલા કાર્ડ ઉપર આપનું નામ, સ્થાન, વિગેરે સ્પષ્ટ અક્ષરોમાં લખી તે કાર્ડ બનતી ઉતાવળે મોકલશો તો હું આપનો અત્યંત આભાર માનીશ. ઈત્યલમ્.

લા. આપનો કૃપાકાંક્ષી

**પ્રાણજીવન વિઠ્ઠલદાસ ગુપ્ત.**

**તા. ક.** હાલ તુરત જે પુસ્તકો મારી પાસે અધૂરાં છે અને જે હું પ્રસિદ્ધ કરવા માગું છું તેની યાદી આપની જાણ માટે નીચે આપી છે તેમાંથી કયું પુસ્તક પ્રથમ હાથમાં લેવું તે હજી નક્કી કર્યું નથી. ૫૦૦ સહાયક થયા પછી છપાવવાનો આરંભ થશે એટલે તે બાબત નક્કી થશે.

વિચાર દર્પણમાં અધૂરાં રહેલાં પુસ્તકો :—૧ વિદ્યુન્માનસ શાસ્ત્ર. ૨ તરૂણોને બોધ. ૩ ઇતિહાસ.

સાપ્તાહિક તથા માસિક આર્યમાં અધૂરાં રહેલાં પુસ્તકો:—૪ સ્વામી વિરજાનંદ સરસ્વતી. ૫ ધર્મ. ૬ વેદ. ૭ દાનકર્મ. ૮ તન મન ધન ગુસાંઈજીને અર્પણ. ૯ વ્યવહારભાનુ. ૧૦ ચીના લોકનો વૃત્તાંત. ૧૧ ઉપનિષદ્. ૧૨ બ્રહ્મયજ્ઞ. ૧૩ અવિદ્યા.

અન્ય ગ્રંથો જેનો કોઈપણ ભાગ છપાયો નથી તે:-૧૪ સંસારસુખ. ૧૫ સોમનાથની મૂર્તિ. ૧૬. યમલોકની યાત્રા. ૧૭. ભવિષ્ય પુરાણની સમીક્ષા.

ભરત ખંડમાં હાલ ચાલતી રાજકીય હીલચાલમાં રાજા અને પ્રજા વચ્ચેના સંબંધનું જ્ઞાન કરાવનાર ઈંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતરો, જેવા કે:-૧૮ એડમંડ બર્કનું "અમેરિકા ઉપર કર નાખવા વિષે"નું ભાષણ. ૧૯ એડમંડ બર્કનું "અમેરિકા સાથે સમાધાની કરવા વિષે"નું ભાષણ. ૨૦ ટૉમસ પેનકૃત "મનુષ્યના હક."

ઉપલાં પુસ્તકો બનતી ત્વરાએ પ્રસિદ્ધ કરવામાં આવશે. અને તે પ્રસિદ્ધ કરવાનું કામ આપના હાથમાં છે. કેમકે ૫૦૦ સહાયકો જેમ જલદીથી થશે તેમ પુસ્તક પ્રસિદ્ધ થવાનો આરંભ થશે. માટે જો આપની મરજી સહાયક થવાની થાય તો વિલંબ ન કરતાં આ સાથે મોકલેલા કાર્ડ ઉપર આપનું નામ વિગેરે લખી રવાના કરશો એવી આશા રાખું છું.

**વિશેષ**—જે જે પુસ્તકો પ્રસિદ્ધ થશે તે ખરીદનાર સહાયકને કેટલાંક પુસ્તકો સામટા બંધાવવા હોય તો તેમ કરવાને સવળ પડે એટલા માટે દરેક પુસ્તકનાં પાનાંનો આકાર એક સરખો "એટલે ડેમી ૮ પેજી" રાખવામાં આવશે, ડેમી ૮ પેજી આકાર તે આ પત્રનું કદ છે, અને આ પત્રમાં જેટલો કાગળ વપરાયો છે તે ડેમી અડધો ફૉર્મ છે. બીજુ મારી તરફથી આજ સુધીમાં જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને જે હાલ વેચાય છે તે પુસ્તકોનું કદ નાનું છે. પણ પ્રસિદ્ધ થએલાં પુસ્તકો અને પ્રસિદ્ધ થનારાં પુસ્તકોનું કદ સરખું રાખી સહાયક પાસે પુસ્તકોનો આખો સંગ્રહ રહે એટલા માટે તે પુસ્તકોની થોડી નકલો ડેમી ૮ પેજી કદની છપાવી સહાયકોને હવે પછી પ્રસિદ્ધ થનારા દરેક પુસ્તક સાથે એક એક પુસ્તક મફત આપી દેવામાં આવશે. કારણ કે સહાયકોમાંથી કેટલાક સહાયક પાસે તે પુસ્તકો હોવાનો સંભવ છે અને એટલા માટે જેમની પાસે તે પુસ્તકો હોય તેઓને ફરીથી ખરીદવાની જરૂર પડે તે પણ અયોગ્ય છે. છતાં પાંચસોમાંના દરેક સહાયકને પુસ્તકો મફત આપી શકાશે નહિ; અને તેથી જે સહાયકોનાં નામ તા૦ ૧ લી જુલાઈ ૧૯૦૭ ની પૂર્વે નોંધવામાં આવશે તેમનેજ આ લાભ મળશે.

એક પછી એક જે પુસ્તકો મફત આપવામાં આવશે તેની યાદી નીચે આપીએ છે:-

**પુસ્તક ૧ લું**:—(૧) સંધ્યા
(૨) શતપ્રશ્નોત્તરાવળી
(૩) પુરાણની ઉત્પત્તિ.
(૪) વેદ શું છે?

આ ચાર પુસ્તકો એકજ પુસ્તકમાં છાપવામાં આવશે.

પુસ્તક ૨ જું :—સ્વર્ગમાં સબ્જેક્ટ કમિટી.

પુસ્તક ૩ જું :—સ્વર્ગમાં મહાસભા.

પુસ્તક ૪ થું :—પ્રવાસીનું સ્વપ્ન.

છેલ્લે આપની એજ વિનંતિ છે કે આ પત્ર જે શુભેચ્છાથી મેં લખ્યો છે તેવીજ શુભેચ્છાથી આપ વાંચી સહાયક બનશો અને જેમ કોઈ વર્તમાનપત્ર અથવા ચોપાનીયાના ગ્રાહક થયાથી દર વર્ષે નિયમિત લવાજમ ભરવું પડેછે તેવીજ રીતે આ પુસ્તકો ખરીદવા માટે પણ નિયમિત રકમ દર વર્ષે ભરવાની છે એવું માની આ સાથે મોકલેલો કાર્ડ મોકલશો એવી આશા છે. જો આપની મરજી ગ્રાહક થવાની ન હોય તો તે પ્રમાણે લખીને મોકલશો કે જેથી હું આપના કાર્ડની વાટ ન જોઉં. એક આર્ય દાખલ આ પત્ર મેં આપને મોકલ્યો છે, આપને સહાયક ન થવું હોય તો કંઈ નહિ, પણ આપ "હા" અથવા "ના" વો કંઈપણ પ્રત્યુત્તર ન મોકલો તો પછી મારે શું સમજવું ? માટે કૃપા કરી કંઈપણ પ્રત્યુત્તર મોકલશો એવી આશા છે. सुज्ञेषु किं बहुना।

આ૦ વિ૦ શુભેચ્છ.

# વિશેષ.

માસિક આર્યના ચાર અંકો નીકળ્યા હતા જેમાંની કેટલીક નકલો શીલ રહી હતી તેમાંથી આ પુસ્તક-**વ્યવહારભાનુ**-બંધાવીને બહાર પા છે. ફક્ત મુખપૃષ્ટ ફરીથી છપાવ્યું છે અને બાકીનાં પાનાં જેમનાં તેમ છે; એટલે કે આ પુસ્તક **સહાયક** સંબંધી પત્રો બહાર પાડ્યાં પછી તેમાં જણાવ્યા પ્રમાણે ૫૦૦ **સહાયકો** થઈ ગયા પછી બહાર પાડયું છે એમ કોઇએ ધારવું નહિ.

આ પુસ્તકો બંધાવતી વખતે કેટલીક નકલોમાં સહાયક સંબંધી પત્રો પુસ્તકને અંતે બાંધવામાં આવ્યાં છે. અને એવાં પુસ્તકો, જેમને અમે તે પત્રો અગાઉ મોકલ્યા નથી તેવા ગૃહસ્થોને, મોકલીશું. માટે તે પત્રો જેઓના વાંચવામાં આવે તેમણે મહેરબાની કરી સહાયક થવું હોય અથવા ન થવું હોય તો તે પ્રમાણે "હા" અથવા "ના" નો જવાબ જરૂર લખવો.

**પ્રા. વિ. ગુપ્ત.**
મેનેજર.

**વીરજી, ગુપ્ત અને કંપની.**
૨ જો ભોઇવાડો, **મુંબઈ.**

**છપાય છે:—"વિદ્યુન્માનસ શાસ્ત્ર."**